# નિવેદન

ગુજરાત વિદ્યાસભા (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી)ને સો વર્ષ પૂરાં થયાં એ નિમિત્તે શતાબ્દી ઊજવવાનો ઠરાવ સંસ્થાએ કર્યો, અને 'શતાબ્દી સમિતિ'ની નિયોજના કરવામાં આવી. તા. ૩૦મી ઑગસ્ટ ૧૯૪૮ ને દિવસે મળેલી શતાબ્દી સમિતિની બેઠકમાં થયેલા એક ઠરાવ મુજબ શ્રી. કેશવરામ કા. શાસ્ત્રીને કવીશ્વર દલપતરામનાં કાવ્યોમાંથી પસંદ કરીને એક કાવ્યસંગ્રહ કરવાનું સોંપવામાં આવ્યું. આ અહીં પ્રસિદ્ધ થતો કાવ્યસંગ્રહ એ ઠરાવનું શુભ પરિણામ છે.

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈનો ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સાથે અસામાન્ય પ્રકારનો સંબંધ હતો. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો પાયો મજબૂત કરવામાં એમનો કેવો અનન્ય-સાધારણ આત્મભોગ હતો એ સ્વ. હીરાલાલ પારેખે આપેલા નીચેના પ્રસંગથી સમજમાં આવશે;

"સોસાયટીના આસિસ્ટંટ સેક્રેટરીઓ જેઓ તેમાં કામ કરતા "હતા તેઓ કોઈ સરકારી નોકરી મળતાં સોસાઈટીને છોડી ચાલ્યા "જતા હતા. પ્રથમ હરિલાલ મોહનલાલનો ઉલ્લેખ મળે છે; અને "પછીથી મગનલાલ વખતચંદ પણ સરકારી ખાતામાં કલાર્ક "નિમાતાં સોસાઈટીની નોકરી છોડીને ગયાં હતા. આથી સોસા- "ઈટીનું કામ બગડતું હતું. તેથી ઑનરરી સેક્રેટરી મી. કર્ટિસની "નજર કવિ દલપતરામ પર ઠરી, એમણે માન્યું કે એઓ આવશે "તો સોસાઈટીનું નાવ સુરક્ષિત આગળ ચાલશે. એટલે એમણે "કવિને આસિ. સેક્રેટરી તરીકે આવવાનું કહ્યું; તેનો કવિએ જવાબ આપ્યો :

"દિલમાં હેત સ્વદેશ પર પણ તૃષ્ણા ન જાય,
સરકારી અધિકારને કેમ એમ મુકાય."

× × × ×

" આવી પરિસ્થિતિમાં સરકારી નોકરી મુકવાને કોણ લલચાય ?
" સામાન્ય પુરૂષનું એ ગજું નહિં. પણ એમના હિતચિંતક ફોર્બસ-
" નો પત્ર એ નોકરી લેવા લખાઇ આવ્યો કે તુરત જ એમણે
" મિ. કર્ટિસને લખી જણાવ્યું હતું :

"સ્વદેશનું શુભ ચાહીને, આવીશ અમદાવાદ,
સોસાઇટીને સેવવા, બાર તેર દિન બાદ."*

એમણે આવી સારાં દાન મેળવી સંસ્થાને પોતાનું મકાન અને ધીમે ધીમે પુસ્તકાલય મેળવી જમાવી આપ્યાં હતાં. એઓ ૧૮૫૫ માં આસિ. સેક્રેટરી થયા ને ૧૮૫૭માં આંખો બગડવા લાગી, છતાં ૧૮૭૯ સુધી એ પદ ઉપર રહી સેવા આપતાં રહ્યા હતા; એટલું જ નહિ પોતાનાં સમગ્ર કાવ્ય એમણે સોસાયટીને આપી દીધાં. આવો ત્યાગ ખરે જ વિરલ વસ્તુ છે. એથી ગુજરાત વિદ્યાસભા એમને માટે જે કાંઈ કરે તે ઓછું જ છે.

કવિ દલપતરામનાં કાવ્યોનો બહોળો પ્રચાર હતો; એમણે અનેક વિષયો ઉપર જનમનરંજની કવિતા રચી હતી. એમનાં કાવ્યો-ના બેઉ સંગ્રહોમાં આ વિવિધતા રહેલી જ છે. કવિએ જેમ જન-મનરંજની ઉપદેશાત્મક કવિતા રચી હતી તેમ શાસ્ત્રીય કવિતા પણ રચી હતી. સાહિત્યમાં અમરતા પ્રાપ્ત કરે તેવી કવિતાનો પસંદગી કરી એક સંગ્રહ થવો બાકી હતો એ કાર્ય અહીં ૨૬૮ પાનાં " દલપત-કાવ્ય-નવનીત "થી સરશે એવી અમને શ્રદ્ધા છે. જૂની દેશી કડવાં-રૂપ કે ચોપાઈ-છપ્પાઓની પદ્ધતિને બદલે એમણે સંસ્કૃત પ્રાકૃત અક્ષરમેળ તેમજ માત્રામેળ છંદોમાં કવિતાપ્રવાહ કેટલી પ્રભુતાથી—એના ઉચ્ચ સ્વરૂપમાં રેલાવ્યો હતો એ આ સંગ્રહથી ખ્યાલમાં આવશે. ગુજરાત વિદ્યાસભા તરફની એમની શુભ લાગણી તેમજ કાવ્યશાસ્ત્રના ઊંડા અભ્યાસની પ્રતીતિ આ સંગ્રહ કરાવશે

* ગુજ. વર્ના. સો. નો ઇતિહાસ, પૃ. ૧૪૯

એ નિઃસંશય છે. કવીશ્વરના જીવનચરિતને લગતો નિબંધ આપવાનો નિર્ણય થયેલો હતો; પણ આ ગ્રંથનું કદ વધી જવાથી એ કાર્ય સાધી શકાયું નથી. વળી કવીશ્વરના સુપુત્ર કવિવર નાનાલાલભાઈએ દલપતરામનું વિસ્તૃત જીવનચરિત લખ્યું છે અને શ્રી. સુંદરમે 'અર્વાચીન કવિતા'માં તુલનાત્મક વિવેચન પણ આપ્યું છે તેનાથી કાર્ય સરે એમ હોઈ અત્યારે એ વિચાર પડતો મૂકવો પડ્યો છે.

ગુજરાત વિદ્યાસભાના શતાબ્દી–મહોત્સવને અંગેનાં કાર્યોમાં શતાબ્દી–ગ્રંથમાળાનો પણ સમાવેશ હોઈ આ સંગ્રહ એ ગ્રંથમાળાના પહેલા મણકા તરીકે પ્રસિદ્ધ કરવામાં આવે છે. અને આમ કવિશ્રીનું સંસ્થા પરનું ઋણ ફેડવાની તક મળી છે તેથી ખરેખર સંતોષ થાય છે.

'દલપત-કાવ્ય-નવનીત'ના પરિશિષ્ટ તરીકે 'અલંકારાદર્શ' નામનો અલંકારશાસ્ત્રનો ગુજરાતી ગ્રંથ આપવાનો છે. એ પ્રમાણે 'અલંકારાદર્શ' જુદી પુસ્તકરૂપે સ્વતંત્ર પ્રસ્તાવના સાથે આપવામાં આવશે.

ગુજરાત વિદ્યાસભા,
અમદાવાદ, તા. ૨૬–૬–'૪૯

વિદ્યાબહેન ર. નીલકંઠ
માનાર્હ મંત્રી

# ઉપોદ્ઘાત

**ગુજરાત** વિદ્યાસભાને શતાબ્દી–મહોત્સવ ઊજવવાનો યોગ મળ્યો. એ પ્રસંગ ગુજરાતના અર્વાચીન ઇતિહાસમાં મહામૂલો ગણાશે. ગુજરાત વિદ્યાસભાનું આદિ નામ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. આ સંસ્થાની સ્થાપના ઈ. સ. ૧૮૪૮ માં સર એલેક્ઝાન્ડર કિન્લોક ફોર્બ્સ સાહેબને હાથે થઈ. એ આ સંસ્થાના પહેલા મંત્રી હતા. પછી આવેલા મિ. કર્ટિસ સાહેબને સહાય કરવાને સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈને પસંદ કરવામાં આવ્યા. આમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના વિકાસમાં સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈનો મુખ્ય હાથ હતો. ગુજરાતના તત્કાલીન જે બે કવિઓ તે દલપતરામ અને નર્મદાશંકર. દલપતરામે અમદાવાદમાં રહી કાવ્યગંગાના વિવિધ પ્રવાહ વહાવ્યા; દેશને દોરવામાં મુલાયમ વાણીથી એમણે પ્રયત્ન કર્યો ને મુખ્યત્વે વહેમ જેવાં અનિષ્ટો દૂર કરી સ્વદેશભાવનાને સતેજ કરતી કેટલીક કવિતા રચી. જેમ આ જાતની ઉપદેશાત્મક કવિતા રચી તેમ સાચી કવિતા પણ રચવાનો પ્રશસ્ય પ્રયત્ન એમણે કર્યો. દલપત કાવ્યના બે ગ્રંથ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાંથી પ્રસિદ્ધ થયા છે તેમાં આ ઉભય પ્રકારની કવિતા સંગ્રહાઈ છે. બેશક, કાવ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે રચાયેલી કવિતા તરફ સામાન્ય જનતાનું ધ્યાન ઓછું જ ગયું છે અને તેથી નવલોહિયા કવિઓને મન 'દલપતસાઈ કવિતા' ટીખળનો તેમજ ઘૃણાનો વિષય પણ બની છે. કવીશ્વર દલપતરામ માત્ર જોડકણાં લખનાર ઉપદેશપ્રિય કવિ જ હતા એવી માન્યતા ફેલાવાનું સાચું કારણ તો એમની કવિતાનો વ્યાપક અભ્યાસ નથી થયો એ જ લાગે છે. જૂની વાચનમાળામાં છપાયેલી ક. દ. ડા. ની છાપવાળી— વૃદ્ધોને તો ખૂબ આનંદ આપનારી—કવિતા જ એ દલપતની કવિતા એવો જ સામાન્ય ખ્યાલ રહ્યા કર્યો છે. મારા તરફથી એવી ઉપદેશા-

ત્મક કવિતાનો થયેલો 'ચૂંટણી સંગ્રહ' અમદાવાદની સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય નામક સંસ્થા તરફથી બહાર પડયો છે. એવી જ જો એમણે કવિતા માત્ર લખી હોત તો કવીશ્વરને કવિ કહેવામાંયે નાનમ લાગત. પણ એમ નથી. પોતાના સમયને ખ્યાલમાં રાખી જનમન-રંજન કરનારા આ કવિએ જ્યાં જેવી જરૂર તેવી કવિતા લખી છે. એ જ કારણે કાવ્યતત્ત્વથી ભરેલી કવિતા પણ કવીશ્વરને હાથે રચાયેલી છે; અને એ પણ અલ્પ નહિ, પણ વિપુલ પ્રમાણમાં; એ આ સાથે પ્રસિદ્ધ થતો કાવ્ય-સંગ્રહ જોવાથી સમજવામાં આવશે.

ગુજરાતી પદ્ય તેમજ ગદ્યનો વિકાસ કરવામાં કવીશ્વરનો ફાળોય નાનોસૂનો નથી. કવીશ્વરનો અને ગુ. વ. સો. નો સબંધ અનન્યતાએ પહોંચેલો હતો. શતાબ્દી–પ્રસંગે તેથી કવીશ્વરની શ્રેષ્ટ કૃતિઓ પ્રસિદ્ધ થાય તો એ એક રીતે ગુ. વ. સો. નો જ યશ છે એમ માની સંસ્થા તરફથી કવીશ્વરનાં પદ્યોમાંથી ચૂંટેલી ઉત્તમકવિતાનો સંગ્રહ, તેમજ ગદ્ય લેખનમાંથી ચૂંટેલો સારા નમૂનાઓનો સંગ્રહ પ્રસિદ્ધ કરવાની એક યોજના થઈ. એના પરિપાકરૂપે આ દલપત-કાવ્ય-નવનીત તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવે છે નાના મોટા ૨૨ વિષયો ઉપરની કવીશ્વરની કવિતા આ સંગ્રહગ્રંથમાં પ્રસિદ્ધ થાય છે. આ સંગ્રહમાં કવિતાનો અંશ થોડો છે તેવા વિષયોની થોડી કવિતા પણ જોવા મળશે; પણ એ વિશિષ્ટ પ્રયોજનથી આપવામાં આવી છે." ૪. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ૫. "બુદ્ધિપ્રકાશ" વિશે, અને ૬. સોસાયટીની સભા વિશે," અને "અડધીપડધી કવિતા" ૭. "ગુર્જરી–વાણી–વિલાપ" એ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના વિકાસનો ખ્યાલ આપતી હોવાથી તેમજ દલપતરામ કેવી રીતે ગાયકવાડને પણ ગુજરાતી ભાષા માટે પ્રેમ ઉપજાવી શક્યા એ બતાવતી હોવાથી પસંદ કરવામાં આવી છે. એ સિવાયના વિષય કાવ્યશાસ્ત્રના અભ્યાસીઓને ખરેખર રોચક થઇ પડે એવા છે. આવો કોઇ વિશિષ્ટ સંગ્રહ થયો નહિ હોવાથી કવીશ્વરની સિદ્ધિઓનો પરિચય પ્રમાણમાં ખૂબ

જ ઓછો થયેલો છે; અને તેથી જ 'દલપતસાઇ કવિતા' તરીકે એમની કવિતા કટાક્ષનો વિષય બન્યા કરી છે.

કવીશ્વરની કવિતામાં રસ અને અલંકારનું તત્ત્વ કેટલું પ્રબળ હતું એ આ સંગ્રહની પ્રત્યેક કડી વાંચવાથી જોવા મળશે. ઉપમા કાલિદાસસ્ય એ જેમ સંસ્કૃત સાહિત્યમાં ગૌરવભરી ઉક્તિ ગણાય છે, તેમ આ સંગ્રહ જોવાથી "ઉપમા-દલપતરામની" ગુજરાતી સાહિત્ય –કવિતાસાહિત્ય માટે ગૌરવ ભરેલી ઉક્તિ એના યથાર્થ સ્વરૂપમાં જોવા–જાણવા મળશે. કવીશ્વરનાં પ્રકૃતિ-દર્શન, સમાજ-દર્શન અને ભાષા-પ્રભુત્વ કેટલે સુધી આગળ વધી ચૂકયાં હતાં એ આ સંગ્રહમાં જોવા મળશે. કવીશ્વર જ્યારે ઋતુઓના વર્ણનમાં પડે છે, સંધ્યાઓનું વર્ણન કરે છે કે રણમલસર કે મુંબઈ અને સમુદ્રના વર્ણનમાં પડે છે ત્યારે ઉપમાઓ ઉત્પ્રેક્ષાઓ અને કવચિત્ રૂપકોના પણ, વરવા ન લાગે તે. રીતે ખડકલા ઉપર ખડકલા કર્યે જાય છે; અને એમાં કયાંય પુનરુક્તિ ન થાય એની એઓ સંપૂર્ણ સાવચેતી રાખે છે; અને તેથી સમુદ્રવર્ણન સુધીની કવિતામાં એ સંસ્કૃત કોટિના ઉત્તમ કવિની હરોળમાં બેસવાની યોગ્યતા મેળવી લે છે.

દલપતરામના સમયમાં ભાષા પ્રૌઢિ પામતી આવતી હતી, તેથી કવીશ્વરની ભાષામાં સર્વત્ર ભાષા પ્રૌઢ નથી મળતી, એમ છતાં માધુર્ય અને પ્રસાદ એ બેઉ કાવ્યગુણ એમની કવિતાની પ્રત્યેક કડીમાં જોવાનો આપણને યોગ મળે છે. કવિતા કોઈપણ રચળે દુરૂહ નથી, એ કવીશ્વરનો ભાષા ઉપરનો અસામાન્ય કાબૂ બતાવે છે. નર્મદની ભાષાનું કાચાપણું એની કવિતાના અભ્યાસીઓની જાણ બહાર નથી. નર્મદની કવિતામાં કષ્ટ તેમજ અપ્રાસ, અને કવચિત્ દુરૂહતા પણ હતાં. એ દલપતરામની કવિતામાં કેમ નથી એનો વિચાર કરવાથી કવીશ્વરની ભાષા-પ્રભુતાની આંકણી કરી શકાય છે, જેમાં એ ગુણથી કવીશ્વર પ્રાથમ્ય મેળવવા ભાગ્યશાળી થાય છે.

૨૦. હુન્નરખાનની ચડાઈ, ૨૧. સંપલક્ષ્મી સંવાદ, અને ૨૨. ફાર્બસ-વિરહ એ ત્રણ કાવ્યોમાં કવિતાતત્ત્વ ખૂબ ઓછું છે; પણ પ્રકાર તરીકે તે તે કાવ્ય વિશિષ્ટતા આપતાં હોવાથી દાખલ કરવામાં આવ્યાં છે. કવીશ્વરે વિધવા-વિવાહના સમર્થનમાં 'વેન ચરિત્ર' ખૂબ વિસ્તારથી દેશી રાહનાં પદો-ગરબીઓમાં આપ્યું છે. એમાં કવીશ્વરનો પ્રાચીન આખ્યાનપદ્ધતિ તરફનો સમાદર છે. આમ મુક્તકો, ઋતુકાવ્યો, સ્થળવર્ણનો, રૂપકકાવ્યો, વિરહ-કાવ્ય, સમાજ-સુધારાનાં કાવ્ય એમ કવીશ્વરનો કાવ્યપ્રવાહ અર્વાચીન ગુજરાતીના અભિનવ યુગમાં અવિચ્છિન્નતાથી વિવિધ દિશામાં વહેતો રહ્યો હતો.

કવીશ્વરનું ધ્યેય કવિતાદ્વારા અર્વાચીન ગુજરાતને ઘડવાનું પણ હતું, અને પોતે સાંપ્રદાયિક રીતે સ્વામિનારાયણ ધર્મના હતા તેથી શૃંગારરસને પ્રાધાન્ય આપતી કવિતા તરફ સ્પષ્ટ રીતે અરુચિ બતાવતા હતા :

"પિતા પાસ પણ વાંચતાં કન્યા લાજે કોય,
જરૂર કવિતા જાણવી અનીતિની એ હોય.
રામ સીતાના સ્નેહનું વર્ણન રસ શૃંગાર;
ફાગ કટાણાં રસ નહિ, વળી રસ નહિ વ્યભિચાર."

એમ એમણે અર્વાચીન યુગમાં આદર પામતી સર્વસામાન્ય નીતિ તરફ મીટ માંડીને જ કવિતા-રચના કરી છે; અને આમ માત્ર કવિ તરીકે જ નહિ, પણ દેશને ઉન્નતિને પંથે દોરી લઈ જનાર એક આદર્શ નેતા તરીકેનું પણ પ્રશસ્ય કાર્ય કર્યું છે. એમની ઉપદેશ-પ્રધાન કવિતા તો આજે પણ દેશને સન્માર્ગે દોરવામાં સહાયભૂત થાય તેવી છે; પરંતુ એનાથીયે ક્યાંય આગળ વધી જતી શાસ્ત્રશુદ્ધ કવિતા અર્વાચીન અભિનવ યુગના કવિઓને પણ પ્રેરણાનાં બીજ આપી શકે તેવી છે. અને તેથી જ અર્વાચીન અભિનવ યુગના એ સમર્થ આદિ કવિઓમાં દલપતરામનું સ્થાન આજે જરા પણ ઓછા આદરને પાત્ર નથી.

અમદાવાદ, તા. ૨૧-૧-'૪૯ કે. કા. શાસ્ત્રી

# અનુક્રમણિકા

# ૧. મંગલાચરણ

છપ્પય

જય જય અશરણ-શરણ, કરણ-જગ હરણ-સકળ-દુખ;
તું પ્રભુ અભરણ-ભરણ, તરણ તારણ કારણ-સુખ;
કરણ તું અજરા-મરણ, હરણ-જન-કામ ચરણ તુજ;
તુજ જશમાં અમી-ઝરણ, વરણ ઉજ્જ્વળ ભાસે મુજ.
ગુણ અધિક તેજ તારું અકળ, સકળ-કળ-કારણ-કરણ
હે પંથ ગ્રંથ-ગ્રંથન-કરણ; જય જય જય ધરણી-ધરણ.

શાર્દૂલવિક્રીડિત

ઊઠે શબ્દ અનેક તાલ-સ્વરમાં વાજાની પેટી વિશે;
વાજાની નહિ શક્તિ શબ્દ વદવા, કર્તાની જુક્તિ દીસે;
તે રીતે મુજ અંતરે જગદીશે બુદ્ધિ ધરેલી હશે
તેવા તર્ક વિતર્ક ચિત્ત ચડતાં તેવી કવિતા થશે.

મનહર

અંતર ઉદ્યોત થાય, અંતરાય આવે નહિ,
અંતરજામીને આદિ અંતરમાં આણિયે.
પછી ગ્રંથ ગૂંથવાની ગૂંથણી જો ગૂંથિયે તો
ગૂંથતાં ગૂંથણી ગ્રંથ ગૂંથવાની જાણિયે.
વાણી તણા તાંતણાનો તાણોવાણો વણવો તે
[illegible]વણકર-કૃપાથી વણી શકાય વાણિયે.
પ્રાણપતિ પ્રભુનો પ્રતાપ, દલપત કહે,
પોતાનો પ્રતાપ પોતે જાણવો ન પ્રાણિયે.

## ૨. સાચો શૃંગારરસ

મનહર છંદ

રસ નામ સ્વાદનું છે જાણે છે સંસારી સર્વ,
જેમાં નહિ સ્વાદ તેને રસ નહિ જાણિયે;
સૃષ્ટિ વિશે સુંદરતા તે રૂડો શૃંગાર રસ,
પાપમય બુદ્ધિ તે શૃંગાર ન પ્રમાણિયે.
કાને સુણી સજ્જનને ઊપજે કંટાળો ઉર,
તેને કેમ રસ કરી વિશ્વમાં વખાણિયે?
ખટરસ ભોજનમાં કરેલાં કડોડાં હોય,
અફીણનો રસ નહિ ભોજનમાં આણિયે. ૧.

લવણનો રસ ખટરસમાં લેખાય સારો,
જેનું નામ સબરસ સર્વ જનો જાણે છે.
કવિતાના રસમાં શૃંગાર રસ સરસ છે,
જ્ઞાની મુનિ જન જેને વિવિધ વખાણે છે.
લવણનો રસ પણ હદમાં જ હોય સારો,
હદથી વિશેષ હોય તો કંટાળો આણે છે.
રસપણું તજી અનરસ ખારું ઝેર થાય,
અધિક શૃંગાર રસ પણ એ પ્રમાણે છે.

દોહરો

રામ સીતાના સ્નેહનું વર્ણન રસ શૃંગાર; ૬
રાગ કટાણાં રસ નહિ, નથી નહિ રસ વ્યભિચાર.

## ૩. કાવ્ય–રકાબી

ભુજંગી

અહો સજ્જનો; આ રચું છું રકાબી, ભરું પાન ને ગુચ્છ તોરા ગુલાબી;
પછી તે ધરું ભેટ લૈ આપ પાસે, પૂરો આપનો પામવા પ્રેમ આશે. ૧

કરો કોડ લાવી કૃપાથી સ્વીકાર, સુગંધી સદા આપને આપનાર
લઇ આપના મેજને શિર થાપો. મને મોજમાં આપનો પ્રેમ આપો. ૨

વળી તે વિશે જે જવાહીર જાણો, વિશેષે કરી મૂલ્ય જેનું વખાણો,
ધરો કંઠમાં તે કરી સારી માળા, સભા મધ્ય તો શોભશો થૈ રૂપાળા. ૩

## ૪. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

ઉપજાતિ

કહું હવે શ્રીપુરનો[1] સુધારો, સ્વદેશમાં જ્ઞાન વધારનારો.
સ્વદેશનું જે હિત ચિત્ત ચા'શે તે સાંભળી અંતર રાજી થાશે. ૧

ઇસ્વી સને સૌ સમજો કલાથી અઢારસેં ને અડતાળીસાથી
જે જે થયો શ્રીપુરમાં સુધારો તેમાંથી છું કાંઇક બોલનારો. ૨

દોહરા

સોસૈટી વર્નાક્યુલર સ્થપાઇ અમદાવાદ;
સંક્ષેપે વર્ણન કરું ઉપમા આણી યાદ. ૩

ઉપજાતિ વૃત્ત

માતા કહું તોપણ યોગ્ય એ છે; દેવી ભલી દૈવતવાળી તે છે;
કહું વળી કામદુધા વખાણી; રમા થકી ઉત્તમ એ જ રાણી. ૪

---

૧. શ્રીપુર=અમદાવાદ

### દોહરા

સ્થિતિ ગુણમય ગુજરાતની બદલાઈ બહુ વાર,
સ્થિતિ પલટે છે ઋતુ થકી જેમ જગત મોઝાર. ૫
હિમાચાર્ય સરખા થયા વડા વડા વિદ્વાન,
જેના 'ગ્રંથો'[1] આજ પણ મોટું પામે માન. ૬
ગુજરાતી ભાષા તણા કવિયો થયા અનેક;
રામાયણ ભારત રચ્યાં, વાર્તા પણ સવિવેક. ૭
પછી આવી પડતી દશા; વિદ્યા પામી વિનાશ;
દેખાડે નહિ કોઈને, પુસ્તક જેની પાસ. ૮
પછી પરમેશ્વરની કૃપા-દૃષ્ટિ થઈ તે દેશ;
અમલ થયો અંગ્રેજનો; સૌ સુખ તખ્યું વિશેષ. ૯

### મનહર છંદ

ગુજરાતમાં વિદ્યાની વૃદ્ધિ કરનાર નર
લાયક લંડનપુરમાં જનમ પામિયો;
ખ્રિસ્તીસો અઢારસેં ને એકત્રીસ તણી સાલે
સાતમી જુલાઈ દિન જન્મ ધરી જામિયો;
બહુ વિદ્યાભ્યાસ કરી એકવીસ વર્ષ વયે
મુંબઈમાં આવી નોકરી વિશે વિરામિયો;
તે અલેક્ઝાંડર કિન્લાક ફારબસ નામ,
ખાતે ગુજરાતની અટાડી ઘણી ખામિયો. ૧૦

### દોહરા

સન અઢાર છેંતાળીસે આવ્યો અમદાવાદ,
આસિસ્ટંટ જડજ થયો તે અકટોબર બાદ. ૧૧

---

૧. હેમકોશ તથા હેમવ્યાકરણ વગેરે

શોખ ઘણો કવિતા તણો; વાંચે ધરી વિવેક;
ભાટ ચારણો બ્રાહ્મણો જોયા કવિ અનેક. ૧૨

મનહર છંદ

કવિતા સુણીને કરતો કવિની પરીક્ષા તે;
સિરપાવ આપી સારા શબ્દને ઉચ્ચારતો;
મન-માન્યો મળે કવિ તો તેને પોતાની પાસે
રાખવાને રાતદિન હૃદયમાં ધારતો;
સારાભાઈ તણા સુત ભોળાનાથભાઈ-મુખે
સાંભળ્યું કવિનું નામ તેણે એક વાર તો;
મોકલાવી માણસ તેડાવ્યો દલપતરામ,
રાખ્યો પોતા પાસે તેને પળ ન વિસારતો. ૧૩

દોહરા

સન અઢાર અડતાળીસે માસ નવેંબર નામ
ફાર્બસ સાહેબે કવિ રાખ્યો દલપતરામ. ૧૪
સંગ્રહ કરતાં ગ્રંથનો ઊપજ્યો એક વિચાર:
સાર્વજનિક શુભ સ્થાપિયે પુસ્તકનો ભંડાર. ૧૫

મનહર છંદ

જૂના કવિયોની કવિતાઓ એકઠી કરીને,
નવાં નવાં પણ રૂડાં પુસ્તક રચાવિયે;
આવ્યો ગુજરાતમાં હું તો તે ગુજરાતી ભાષા
સુધારી વધારીને વિશેષ વખણાવિયે;
દેશી રાજાઓમાં અને રૈયતમાં એક ટીપ
ફેરવીને લાખ ધન સેંજે સંપડાવિયે;
સારા પાયા પર એક સ્થાપિયે સોસાયટી તો
નિશ્ચય તે ખાતાને નિરંતર નિભાવિયે. ૧૬

દોહરા

છે દક્ષિણ સોસાયટી, જ્યાં છે દક્ષિણ દેશ;
તેથી પણ ગુજરાતની વર્ણની કરું વિશેષ. ૧૭
જ્યાં દિલ્હી ને આગરા, મંડળિયો છે ત્યાંય;
ગ્રંથ રચાવે છે રૂડા સ્વદેશી ભાષામાંય. ૧૮
પછી તેણે પોતા તણા મિત્રોને કહી વાત;
સ્થાપી સાહેબે મળી સોસૈટી સાક્ષાત. ૧૯

મનહર છંદ

ઇસ્વીસો અઢારે અડતાળીસની સાલે શુભ
તારીખ તો છવ્વીસમી ડિસેંબર માસની,
મંગળવાસરે મહા મંગળિક ક્રિયા કીધી
ફિન્લાક સાહેબ તણી કીર્તિના પ્રકાશની;
સ્થાપી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તે
અધિક વધારનારી વિદ્યાના અભ્યાસની;
દ્વિજ દલપતરામે દિલથી આશિષ દીધી:
આજથી સોસાયટી તું થજે અવિનાશની.[1] ૨૦

દોહરો

અરે ભલી નાતાળ, તું ભલે આવી આ કાળ;
નામ તારું નાતાળ પણ તેં મેળવ્યો સુતાલ. ૨૧

મનહર છંદ

કપ્તાન [2]વાલિસ ને વળી ફુલ જેમસ છે,
રેવરંડ ટિરવિટ, પિરિટસ પાદરી;

---

૧. નાશ ન પામે એવી
૨. એ વડોદરાના રેસિડેન્ટ થયા હતા.

ફાસટ સાહેબ કમિટીના પાંચ મેમ્બર થૈ
ઉત્તમ પ્રકારની મદદ દેવા આદરી;
કિનલાક સાહેબ તે સભાનો સેક્રેટરી થયો,
વિચક્ષણપણા તણો જે વડો વિદ્યાદરી;
મુંબઇના ગવર્નર લાર્ડ ફાક્લાંડ નામ,
પેટરન થયા સદબુદ્ધિના સિંહાદરી. ૨૨

ઇંદ્રવિજય છંદ

હે ગુજરાતી ગિરા, સુણ તું, દિલગીર હવે ન રહે લવલેશ:
આજ થકી તુજ ઉપર, જાણ, મહેર કરી મહારાજ મહેશે;
આ ખટમાત[1]-તનૂજ તને પરિપૂરણ પાલન પોષણ દેશે;
એ જ ષડાનન કેરી સહાયથી થૈશ તું વૈભવવાળી વિશેષે. ૨૩

દોહરા

દસમે દિન ગુરુવાસરે વળી ત્યાં બીજી વાર
સભા મળી **સોસાયટી** કરવા વિવિધ વિચાર. ૨૪

પુસ્તકશાળા સ્થાપવી, સંગ્રહ કરવા ગ્રંથ,
ગુજરાતી ભાષા તણો સુધારવો શુભ પંથ. ૨૫

ટીપ ફેરવી દેશમાં મેળવવા ધન રોક;
દસ હજારમાં પાંચસેં મળ્યા અધૂરા રોક. ૨૬

થાપણ સાત સહસ્રની મૂકી અવિચળ ઠામ;
બાકીનુ ધન વાવરી કરવા માંડ્યું કામ. ૨૭

મનહર છંદ

એપ્રિલ ચોથીએ **વર્તમાનપત્ર**[2] પ્રગટાવ્યું,
નામ જેનું ગુજરાત મધ્યે ક્યાંય ન હતું;

---

૧. આ છ માતાઓના છ પુત્ર કમિટીના સાહેબો અથવા છ માતાઓનો પુત્ર કાર્તિકસ્વામી

૨. દર બુધવારે છપ [illegible]

દોહરા.

છે દક્ષિણ સોસાયટી, જ્યાં છે દક્ષિણ દેશ;
તેથી પણ ગુજરાતની વધતી કરું વિશેષ. ૧૭
જ્યાં દિલ્લી ને આગરા, મંડળિયો છે ત્યાંય;
ગ્રંથ રચાવે. છે રૂડા સ્વદેશી ભાષામાંય. ૧૮
પછી તેણે પોતા તણા મિત્રોને કહી વાત;
સ્થાપી સાહેબે મળી સોસૈટી સાક્ષાત. ૧૯

મનહર છંદ

ઇસ્વીસો અઢારે અડતાળીસની સાલે શુભ
તારીખ તો છવીસમી ડિસેંબર માસની,
મંગળવાસરે મહા મંગળિક ક્રિયા કીધી
ફિન્લાક સાહેબ તણી કીર્તિના પ્રકાશની;
સ્થાપી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તે
અધિક વધારનારી વિદ્યાના અભ્યાસની;
દ્વિજ દલપતરામે દિલથી આશિષ દીધી:
આજથી સોસાયટી તું થજે અવિનાશની.[1] ૨૦

દોહરો

અરે ભલી નાતાળ, તું ભલે આવી આ કાળ;
નામ તારું નાતાળ પણ તેં મેળવ્યો સુતાલ. ૨૧

મનહર છંદ

કપ્તાન [2]વાલિસ ને વળી ફ્રુલ જેમસ છે,
રેવરંડ ટિરવિટ, પિરિટસ પાદરી;

---

૧. નાશ ન પામે એવી
૨. એ વડોદરાના રેસિડેન્ટ થયા હતા.

ફારબસ સાહેબ કમિટીના પાંચ મેંબર થૈ
ઉત્તમ પ્રકારની મદદ દેવા આદરી;
કિનલાક સાહેબ તે સભાનો સેક્રેટરી થયો,
વિચક્ષણપણા તણો જે વડો વિદ્યાદરી;
મુંબઇના ગવર્નર લાર્ડ ફાક્લાંડ નામ,
પેટરન થયા સદબુદ્ધિના સિંહાદરી. ૨૨

ઇંદ્રવિજય છંદ

હે ગુજરાતી ગિરા, સુણ તું, દિલગીર હવે ન રહે લવલેશે:
આજ થકી તુજ ઉપર, જાણ, મહેર કરી મહારાજ મહેશે;
આ ષટમાત[1]–તનૂજ તને પરિપૂરણ પાલન પોષણ દેશે;
એ જ ષડાનન કેરી સહાયથી થૈશ તું વૈભવવાળી વિશેષે. ૨૩

દોહરા

દસમે દિન ગુરુવાસરે વળી ત્યાં બીજી વાર
સભા મળી **સોસાયટી** કરવા વિવિધ વિચાર. ૨૪

પુસ્તકશાળા સ્થાપવી, સંગ્રહ કરવા ગ્રંથ,
ગુજરાતી ભાષા તણો સુધારવો શુભ પંથ. ૨૫

ટીપ ફેરવી દેશમાં મેળવવા ધન થોક;
દસ હજારમાં પાંચસેં મળ્યા અધૂરા રોક. ૨૬

ચાપણ સાત સહસની મૂકી અવિચળ દામ;
બાકીનું ધન વાવરી કરવા માંડ્યું કામ. ૨૭

મનહર છંદ

એપ્રિલ ચોથીએ **વર્તમાનપત્ર**[2] પ્રગટાવ્યું,
નામ જેનું ગુજરાત મધ્યે ક્યાંય ન હતું;

---

૧. આ છ માતાઓના છ પુત્ર કમિટીના સાહેબો અથવા છ માતા-ઓનો પુત્ર કાર્તિકસ્વામી

૨. દર બુધવારે છપાતું હતું.

જૂન તેરમીએ [1]ભૂતનિબંધ રચવા તણું
જાહેરનામું વળી છપાવીને કર્યું છતું;
આઠમી જુલાઈથી કન્યાઓને ભણાવા કાજે
કરાવી નિશાળ; કામ ઉત્તમ એ તો કર્યું;
કહે દલપતરામ: નહિ કોઈ બીજે ઠામ,
એવાં એવાં ખાતાં સ્થાપવાનું કામ આદર્યું. ૨૮

શેઠ હઠીસિંગની સુપત્ની હરકોર નામ,
ચાહે છે જે સ્ત્રિયોમાં વિદ્યા વધારે ચિત્તથી;
પચાસની સાલથી કન્યાશાળાનું ખર્ચ તેણે
આપવા માંડ્યું સોસાયટીને પૂરી પ્રીતથી;
અઢારસેં અઠાવન એપ્રિલને અંત દિને
તે નિશાળતણું ખાત કર્યું રૂડી રીતથી;
ત્રેવીસમી અકટોબરે પ્રવેશ-મુહૂર્ત થયું;
શેઠાણીના[2] ગુણનું ગાયન થયું ગીતથી. ૨૯

દોહરો

પછી પચાસની સાલમાં ડાક્ટર સિરડ[3] નામ,
તે તો સેક્રેટરી થયા, કીધું ઉત્તમ કામ. ૩૦

મનહર છંદ

પાંચમી ડિસેંબર અઢારસેં પચાસ તણી
તારીખ, તું ભલે આવી, તારો પૂરો પાડ છે;

---

૧. રૂ. ૧૫૦) નું ઈનામ છપાવ્યું હતું તે દલપતરામ ડાહ્યાભાઇને મળ્યું. એનો અંગ્રેજીમાં તથા ઉર્દૂમાં તરજૂમો છપાયો.

૨. ચાર હજાર રૂપિયાનું મકાન થયું, અને ચાલુ ખર્ચને વાસ્તે રૂ. ૧૨૦૦૦) સરકારમાં મૂક્યા ત્યારે સરકારે નેક નામદાર સખાવતે બહાદુરનો ઇલકાબ શેઠાણીને આપ્યો.

૩. સન ૧૮૫૦ના જાન્યુઆરીથી તા ૨૪ મી સપ્ટેંબર સન ૧૮૫૨ સુધી.

રાવબહાદુર શેઠ ભલા છે મગનભાઈ,
જેણે કન્યાશાળા[1] સ્થાપી, તે વિદ્યાનું ઝાડ છે;
સુધારાનાં ફળ થશે સારાં આ શહેર વિશે,
અડચણો ભાગી જશે, જેની મોટી આડ છે;
કહે દલપતરામ : કર્યું આ ઉત્તમ કામ;
આ થકી આ દેશના નસીબનો ઉઘાડ છે. ૩૧

દોહરો

સુરતમાં[2] જઈ ફાર્બસે પુસ્તકશાળા એક
એંડ્રુસ કેરા નામથી સ્થાપી સહિત વિવેક. ૩૨

મનહર છંદ

મુંબઈમાં સારો એક વિલોબી સાહેબ હતો,
ફંડ થયું તેની યાદગીરી અભિલાખવા;
ઉઘરાવતાં ઊપજ્યા રૂપિયા હજાર આઠ
તથા બસેં સોંપ્યા સરકારમાં તે રાખવા;
પ્રતિ વર્ષે એના વ્યાજના રૂપિયા ઊપજે તે
નીમે કર્યા દક્ષિણ સોસાયટીમાં નાંખવા;
ફારબસ તણી તદબીરથી એવું કર્યું જે
અર્ધ દેવા ગુર્જર સોસાયટીને ચાખવા. ૩૩

દોહરા

સન અઢારસેં બાવને એવો થયો ઠરાવ;
કોણ ધરે ગુજરાતિયો ઉરમાં એવો ભાવ? ૩૪

---

૧. રૂ. ૬૦૦૦) ખર્ચીને રાયપુરમાં કન્યાશાળા બંધાવી અને રૂ-૧૪૦૦૦) તેના ચાલુ ખર્ચને વાસ્તે સરકારમાં મૂક્યા, ત્યારે શેઠને સરકારે રાવબહાદુરનો ઇલકાબ આપ્યો.

૨. સન ૧૮૫૦ ના મે માસમાં સુરત ગયા, અને નવેંબરમાં એંડ્રુસ લાયબ્રેરી સ્થાપી, તથા સુરતમાં સમાચાર પ્રકટ કરાવ્યું.

સિતર્ડની બદલી થઈ બાવન કેરી સાલ;
સેક્રેટરી ત્યારે થયા ભડનર ભોગીલાલ.[1] ૩૫

વખતચંદના પુત્ર જે મગનલાલ કે'વાય,
તે ઉપસેક્રેટરી થયા કરવા કાર્ય સહાય. ૩૬

*સન અઢાર ત્રેપન તણો માસ ડિસેંબર સાર*
ટી. બી. કરટિસે લીધો સેક્રેટરી-અધિકાર. ૩૭

મોહનલાલ તણા તનુજ નામે જે હરિલાલ,
તે ઉપસેક્રેટરી થયા, કામ-નિમિત તે કાળ. ૩૮

ચોપનના એપ્રિલથી વિદ્યા થવા વિકાસ
ચતુરપણે ચોપાનિયું પ્રકટ્યું બુદ્ધિપ્રકાશ. ૩૯

'વિદ્યાભ્યાસક' નામની ભરતા સભા હમેશ[2];
ભલાં ભલાં ભાષણ થતાં વિધવિધ વિષય વિશેષ. ૪૦

સપ્ટેંબરમાં સ્નેહથી ભાષણ કરવા કામ
સાદરાથી તેડાવિયો દ્વિજ કવિ દલપતરામ. ૪૧

કવિતામાં ભાષણ કર્યું સ્વદેશહિત ધરી આશ
રાજકુમાર ભણાવવા રાજ-વિદ્યા-અભ્યાસ. ૪૨

મનહર છંદ

કરટિસે તે સમે કવિને ત્યાં કથન કર્યું :
જો તમે સ્વદેશનું ભલું ચહાઓ ચિત્તથી,
સેવા સરકારી તજી આવી અમદાવાદમાં
સેવા તો **સોસાયટી**ની કરો પૂરી પ્રીતથી;

---

૧. તા. ૨૪ મી સપ્ટેંબરથી સને ૧૮૫૩ ની ૨૩ મી ઓગસ્ટ સુધી. તે પછી બારમી ડિસેંબર સુધી મગનલાલ વખતચંદે કામ કર્યું.

૨. દર અઠવાડિયામાં એક વાર

સ્થાપવામાં હતા તમે તો તેને સંભાળો હવે,
મમતા રાખીને મોટી કરો રૂડી રીતથી.
કવિયે કહ્યું કે સરકારી નોકરીમાં રહી
મદદ કરીશ મારા તનમન વિત્તથી. ૪૩

દોહરો

દિલમાં હેત સ્વદેશ પર, પણ તૃષ્ણા ન તજાય;
સરકારી–અધિકાર તે કેમ એમ મુકાય? ૪૪

મનહર છંદ

ફારબસ તે સમે રજા પર વિલાયતમાં
હતા તેને કરટિસે લખ્યું જુગતી કરી :
વર્ષ સાત થયાં પણ **સોસાયટી** વધી નહિ,
નાણાં સાત સહસ્રની નોટો રહી છે ખરી;
આવે દલપતરામ, આસિસ્ટંટ થાય મારો,
તો વધારિયે જરૂર હિંમત હૈયે ધરી;
માટે તમે તે કવિને લખજો મિત્રાઈ–દાવે,
આવે જેમ અહીં એવાં વાક્ય રૂડાં વાવરી. ૪૫

ફારબસે કવિ પ્રતિ પત્ર લખ્યો પ્રીતિ ધરી :
વાંચીને આ વાત તમે ચિત્તમાં વિચારજો;
તમને તેડાવ્યા હતા વઢવાણથી મેં તે તો
મારી નોકરીને માટે, તે નહિ વિસારજો;
સેવા સરકારી તજી સ્થાપેલી અમારી જે છે
**સોસાયટી** તેની તો સેવા તમે સ્વીકારજો;
ફિકર તમારી આખી ઉમરની હું ધરીશ,
ધીરજ તે માટે તમે અંતરમાં ધારજો, ૪૬

દોહરા

સ્વદેશનું હિત જો સદા હૃદય ધરો દિન રાત,
તો આ વચનો વાંચીને કબૂલ કરજો વાત. ૪૭

વચનો એવાં વાંચીને ના કહી કેમ શકાય?
પક્કું બંધન પ્રેમનું તે નવ તોડ્યું જાય. ૪૮

ફરિબસે કવિને લખ્યો વળી વિવેકે પત્ર,
એનો ઉત્તર મોકલ્યો તરત લખીને તત્ર. ૪૯

સ્વદેશનું શુભ ચાહીને આવીશ અમદાવાદ,
સોસૈટીને સેવવા બાર તેર દિન બાદ. ૫૦

સન અઢાર પંચાવને બેસતાં જૂન માસ
કવિ દલપત આવી થયો સોસૈટીનો દાસ. ૫૧

મનહર છંદ

કહે ફરબિસ : સુણો, કવિરાજ, આજ હવે
કાજ કરવાનું મુખ્ય છે તે કહું વાણિયે;
વસવા સોસાયટીને સ્વતંત્ર સુસ્થાન નથી,
પૂંજી પણ હજી સાત સહસ પ્રમાણિયે;
લાખ કે અરધ લાખ નાણાંનું ભંડોળ થાય,
તો જ મૂળ ઊંડાં આ સોસાયટીનાં જાણિયે;
તે માટે રિઝાવો સરદાર શાહુકાર લોક;
આપે જો સહાયતા તો હર્ષ ઉર આણિયે. ૫૨

દોહરો

તે પછી કવિએ નિત્ય જઈ નગરશેઠની પાસ
કવિતા કહી રંજન કર્યો, અંતરની કહી આશ. ૫૩

ઉપજાતિ વૃત્ત

સોસાયટી સૌનું ભલું ચહે છે, માગી લીધેલા ઘરમાં[1] રહે છે;
ભલા હિમાભાઈ સુકીર્તિમાન, રચાવી આપો રમણીક સ્થાન. ૫૪

તેને હવે આશ્રય છે તમારો; ગયો મૂકીને ઉપજાવનારો;
અરે દયા અંતર મધ્ય આણો; પોતાની તેને કરીને પ્રમાણો. ૫૫

ધર્મી વડા છો ધનવંત ધીર; ઉદાર છો ને ઉમદા અમીર;
માટે ધરે એક તમારી આશ; ન કાઢશો છેક હવે નિરાશ. ૫૬

ધરા વિશે દેવળ ધર્મશાળા કરી થયા છો શુભ-કીર્તિવાળા;
કરો હવે આ શુભ એક કામ, દેશે દુવા તો દલપત્તરામ. ૫૭

સોરઠા

કરી કવિતા એ રીત રંજન કરતાં રોજ જઈ;
પ્રકટી મનમાં પ્રીત એક દિવસ એ શેઠને. ૫૮

કાંઈક દાબ્યા કાન, દીધો દિલાસો ઝમથી;
સજવાને સુસ્થાન, ભરી સભા ભાષણ કર્યું. ૫૯

શુભ સપ્ટેંબર માસ, પ્રસિદ્ધ તારીખ પાંચમી,
વાંચો બુદ્ધિપ્રકાશ, વાત લખી જે તે વિશે. ૬૦

શેઠે કર્યું કબૂલ સ્થાન રચાવી આપવા,
જ્યાં અંગ્રેજી સ્કૂલ, તે પાસે જગ્યા કરી. ૬૧

મનહર છંદ

ડિસેંબર ચોવીસમી દિને ખાત-મુહૂરત
લાર્ડ એલફિન્સ્ટન સાહેબે કોડે કર્યું;

---

૧. ભદ્રના દરવાજા ઉપર હતી.

પ્રભાતમાં પુસ્તકશાળાનો પાયો નાંખી પછી
સાંજે દવાખાનાનું તણું ખાત એમ આદર્યું;
પ્રવેશ-મુહૂર્ત તે પુસ્તકશાળા તણું તે તો
ચૌદમી નવેંબરે સતાવનમાં સુધર્યું;
વિશેષ વિગત તો વાંચો બુદ્ધિપ્રકાશ વિશે;
આ તો સાર સાર લૈ સંક્ષેપમાં મેં ઉચર્યું. ૧૨

છોટા જન શ્રમ કરી કારજ સુધારે, પણ,
તે કર્મનો સુજસ તો મોટા જને માણશે;
કડિયો કારીગરી કરીને કરશે મકાન;
એનું નામ, કહો, પછી કોણ યાદ આણશે.
પાયો નાંખ્યો ગવર્નરે વાત તે પ્રસિદ્ધ થશે,
વારે વારે યાદ કરી લોક સૌ વખાણશે;
દાખે દલપતરામ: દાખલો દેખી આ ઠામ,
જગતની રીત એવી, જાણનાર જાણશે. ૧૩

## ૫. "બુદ્ધિપ્રકાશ" વિશે

દોહરા

સન અઢાર ચોપન તણો, મનહર મારચ માસ,
પ્રથમ થકી ચોપાનિયું પ્રકટ્યું બુદ્ધિપ્રકાશ. ૧

શશી સૂરજ તારા તડિત આપે ભલે ઉજાસ,
જડતા તિમિર ટળે નહિ, જ્યાં નહિ બુદ્ધિપ્રકાશ. ૨

---

૧ શેઠ હઠીસિંગની બે વિધવા શેઠાણીઓએ મળીને રૂપિયા અધીલાખ અને પ્રેમાભાઈએ રૂપિયા બાવીસ હજાર આપ્યા, અને રૂપિયા ૭૨૦૦૦ સરકારે આપ્યા તેમાંથી (રૂ. ૪૨૦૦૦) ની ઇમારત બાંધી અને બાકીના રૂપિયા ચાલુ ખર્ચને માટે સરકારમાં વ્યાજે મૂક્યા.

દિવેલ વિદ્યા, પાત્ર દિલ, કરો વિચાર કપાસ;
વિવેક જ્યોત વિમળ વડે પ્રકટે બુદ્ધિપ્રકાશ. ૩

સજ્જનને મુખ શોભતું તેથી આવે તેજ;
કપટી મુખ કાજળ ઢળે; અચરજ સરખું એ જ. ૪

વ્યસન-સરૂપી વાદળાં અટકાવે ન ઉજાસ;
તો મન-મેદનીમાં પડે બહુ વિધ બુદ્ધિપ્રકાશ. ૫

બુદ્ધિપ્રકાશ બનાવતાં પક્ષ ગયાં ચોવીસ;
શાલ[૧] નવી તો સાહબે આ આપી બક્ષિસ. ૬

દ્વિઅર્થી-એક સાહેબને રટવા વિશે

જો તું આજની શાલમાં સાહેબ[૨] એક રટીસ;
નીતિ જાણવી ભક્તિ કર, ઉત્તમ જગો લહીશ. ૭

[ ઉત્તમ જગો એટલે સ્વર્ગ પામીશ.]

[ એ જ દોહરો ઉત્તમરામ નામના નોકરીના ઉમેદવાર નિશાળિયાને કહેલો તે નીચે પ્રમાણે: ]

જો તું આજ નિશાળમાં, સાહેબ એ કરટિસ,
નીતિ જાણ, વિભક્તિ કર, ઉત્તમ, જગો લહીશ. ૮

[ મતલબ કે પંચતંત્ર-નીતિ જાણ એટલે પંચોપાખ્યાન ભણ અને વ્યાકરણ ભણ તો હે ઉત્તમરામ, તું કરટિસ સાહેબની મદદથી નોકરીની સારી જગો પામીશ. ]

સુપાત્ર સ્નેહ સહિત મળે જો ગુણાકાર[૩] કપાસ,
પાવકતા[૪] જોગે પછી પ્રકટે બુદ્ધિપ્રકાશ. ૯

---

૧. સાલ-સાલએડાનો શિરપાવ અથવા નવું વરસ

૨. પરમેશ્વર

૩. ગુણ—દોરો, દિવેટ

૪. પાવકતા-દેવતાપણું અથવા ચતુર્થાંશ પણ ભાષણ કરવાપણાના ચોખ્ખી

ઊઘડે આંખો અંગની ઊગતાં અરુણ ઉજાસ;
અંતર આંખો ઊઘડે પડતાં બુદ્ધિપ્રકાશ. ૧૦

બંબો અગ્નિ બૂઝવે, જુઓ, જગતમાં જેમ,
બૂઝે બુદ્ધિપ્રકાશથી ત્રિવિધિ તાપ પણ તેમ. ૧૧

દ્વાર ઉઘાડો દિલતણું; પુસ્તક લ્યો આ પાસ;
આળસ-પટ અળગો કરો; પામો બુદ્ધિપ્રકાશ. ૧૨

દીવાની દીપ્તિ થકી ઉત્તમ ઇંદુ ઉજાસ;
ભાનુપ્રભા તેથી ભલી; પણ વળી બુદ્ધિપ્રકાશ. ૧૩

જોયું ન વાહન આગનું, પઢ્યો ન બુદ્ધિપ્રકાશ,
તે જન જન્મ્યો ત્યાં મૂઓ, જ્યમ જંગલનું ઘાસ. ૧૪

જે દર મહિને જન્મતું એને આવી આંચ,
એ કારણથી અવતર્યું પૂરે મહિને પાંચ.[૧] ૧૫

ઈસ્વી વર્ષ અઢારસેં ચાસઠમું બોલાય,
ઓગણીસેં ને અઢારમું વિક્રમનું વંચાય. ૧૬

પુસ્તક બુદ્ધિપ્રકાશનું નવમું રચ્યું નવીન,
તે પરિપૂરણ પ્રીતથી પઢશે જનો પ્રવીણ. ૧૭

ઈસ્વી વર્ષ અઢારસેં પાંસઠમું પ્રારંભ
બુદ્ધિપ્રકાશ બારમું આજ કરું આરંભ. ૧૮

બહુ પ્રકાશ મુજ બુદ્ધિમાં દે હરકત હરનાર;
પ્રણમીને કરું પ્રાર્થના: જય જય જગકર્તાર. ૧૯

હરિગીત છંદ

જય જય જગત-કર્તાર ભવ-ભર્તાર ભવ-ભીતિ-હરા;
જય અખિલ-જગ-આધાર અધમોદ્ધાર દઢ-ધીરજ-ધરા;

---

૧. પાંચ-સન ૧૮૫૭ ના બળવાની વખતે ચોપાનિયાં તથા ન્યૂસ-પેપરો પાંચ માસ બંધ રહ્યાં હતાં.

કર દૂર કૂર કવિત્વ તું સુકવિત્વ આપી કારમું.
રચવા ધરું ઉર આશ બુદ્ધિપ્રકાશ પુસ્તક બારમું. ૨૦

જય બુદ્ધિ-પ્રભુ-દાતાર; કર ઉપકાર અતિ કરુણા કરી;
તુજ શરણ ધરી આધાર ઊતરું પાર હું હિમત ધરી;
પુસ્તક રચ્યું ગત વર્ષમાં અડચણ વિના અગ્યારમું,
રચવા ધરું ઉર આશ **બુદ્ધિપ્રકાશ** પુસ્તક બારમું. ૨૧

જયમ નાચતી નટ-પૂતળી કીધેલી દીસે કાષ્ઠની,
પણ હોય દોરી હાથ નટને ઠેઠ તેના ઠાઠની,
ત્યમ મુજ તણી તુજ હાથ; તું જ રમાડ તેમ સદા રમું;
રચવા ધરું ઉર આશ **બુદ્ધિપ્રકાશ** પુસ્તક બારમું. ૨૨

કાગળ તણો કીધો પતંગ ઊડે ગગનમાં, એટલે
જે હોય દોરી હાથ નરને તે જવા દે તેટલે,
ત્યમ તારી સુરતાથી સરસ વીતે વરસ આ બારમું;
રચવા ધરું ઉર આશ **બુદ્ધિપ્રકાશ** પુસ્તક બારમું. ૨૩

આ વર્ષમાં આ વાંચનારા સુજનને સુખ આપજે,
કરુણાનિધિ, કરુણા કરી સંકષ્ટ સઘળાં કાપજે;
વળી આપજે ધન ધાન્ય સુખ ચાતુર્ય ચડતું ચારમું;
રચવા ધરું ઉર આશ **બુદ્ધિપ્રકાશ** પુસ્તક બારમું. ૨૪

રૈયત રહે આબાદ, ત્યમ વરસાદ શુભ વરસાવજે;
હરી રોગ દોષ કલેશ ભય, આનંદ અતિ ઉપજાવજે;
પુસ્તક ગણાય પુરાણ મધ્યે અધિક જેમ અઢારમું[1],
રચવા ધરું ઉર આશ **બુદ્ધિપ્રકાશ** પુસ્તક બારમું. ૨૫

દર નગરની નર નારીમાં વિદ્યા વિશેષ વધારજે;
ભણી ભેદ ને ભ્રમણા તજે જન સર્વ, એમ સુધારજે;

---

૧. શ્રીમદ્ભાગવત

વળી સંપ પામે સર્વ તે હિતકારી વચન હજારશું,
રચવા ધરું ઉર આશ બુદ્ધિપ્રકાશ પુસ્તક આરશું. ૨૬
એ ઇષ્ટ, આ અષ્ટક સુણી, કર કષ્ટ નષ્ટ, કૃપા ધરી,
સંતુષ્ટ કર સુખ પુષ્ટ દઇ, ખળ દુષ્ટને ખસતા કરી;
ગુણી જનની ગામેગામ તું કરજે પૂરી મન-કામના;
વિશ્રામ ઠામ તમામના, સુણ, શ્યામ દલપતરામના. ૨૭

પ્રમાણિકા છંદ

સદાય રાય રંકને સહાય રૂપ થાય ને
ઉછેદી દે ઉદાસતા, સુબુદ્ધિની પ્રકાશતા. ૨૮

દોહરા

ગુણ-ગ્રાહક જે જાણ જન, ગ્રાહક-બુદ્ધિપ્રકાશ,
વાંચનાર ઝાઝા વધે, એ જ અમારી આશ. ૨૯
ઇસ્વી વર્ષ અઢારસેં, તે ઉપર ઓગેર,
પુસ્તક આ ઓગણીસમું રચશું રૂડી પેર. ૩૦
અખિલ જનોને આ વરસ પડવા સુખથી પાર
પ્રથમ પ્રણામ કરું ધરી ઇશ્વરનો ઉપકાર. ૩૧
જે જે સજ્જન જગતમાં પઢશે બુદ્ધિપ્રકાશ,
તો તેની, દલપત કહે, પ્રભુ, પૂરી કર આશ. ૩૨
ગ્રાહક બુદ્ધિપ્રકાશ જે જન ગામેગામ,
એઓને આશિષ અતિ દે છે દલપતરામ. ૩૩

મનહર છંદ

મદંમદનું મરણ થતાં તેના મુરીદોએ
જિંદગી લગી કબર બંદગી કરાઈ'તી;
હાજી ને હુસેન સેન સહિત જ્યાં સંહરાયા,
તેના વલ્લીઓએ તે જ ભૂમિને ભજાઈ'તી;

કબીરની કાયા પડયે સંસારની માયા મેલી,
સાચા સેવકોએ તેની સેલીને[1] સેવાઈ'તીઃ
કહે દલપતઃ તેમ હું કિન્લાક સાહેબની
સેવું છું કબર વર્નાક્યુલર સોસાયટી. ૩૪

## ૬. સોસાયટીની સભા વિશે

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

શોભે સ્વચ્છ ખગોળ જેમ શરદે, તેવું સભાસ્થાન છે;
આ અધ્યક્ષ કળાનિધાન કહિયે, પૂરો કળાવાન[2] છે;
તારામંડળ તુલ્ય સર્વ સુજનો સાક્ષાત તેમાં કવિ[3],
મોટા તર્ક વિતર્ક માણુક તણી[4] ઉત્પત્તિ થાશે નવી. ૩૫

સભા બરખાસ્ત

ઝૂલણા છંદ

સાહેબો સર્વ, કહું વિનંતિ તે સાંભળો;
આપ છો અધિક સ્નેહી અમારા;
વળી રૂડે અવસરે આ રીતે આવજો,
લાવજો સાથ મિત્રો તમારા;
માનવાં જોગ ઉપકારમાં જેટલી, તેટલી જે તમે તસ્દી લીધી,
શોભ્યું આ સ્થાન તે તો નહિ થોડ ગણી,
ક્રોડ ગણી આજ કરુણા જ કીધી. ૩૬

---

૧. ફકીર, નાનકસાઈ અને કબીરિયા સાધુ કાળી દોરીની આંટી ડોકમાં રાખે છે.

૨. ચંદ્ર. ૩. શુક્ર.

૪ માણેકહારી પૂનમની ખગોળની ઉપમા સભાને આપી.

દોહરો

સોસૈટીને કારણે જે ગુર્જરી-વિલાપ
રચ્યો હતો તે કહું હવે, સુણજો, સજ્જન આપ.                    ૩૭

## ૭. ગુર્જરી-વાણી-વિલાપ

ઇંદ્રવિજય છંદ

જો પ્રભુ થાય મહા-મતિપ્રેરક, પંથ પલાણિયે પાવક પાણી;
પક્ષીની પાંખ પહોંચી શકે નહિ, વીજળી વેગ ચલાવિયે વાણી;
જેની કૃપા થકી જંગલી જે જન યંત્રની યુક્તિ યથારથ જાણી,
તેની કૃપાથી, કહે દલપત્ત, કરું કવિતા ચિત્ત હિંમત આણી. ૧
તીક્ષ્ણ બુદ્ધિ વિચક્ષણતા નથી, સ્થૂળમતિ વળી મૂળથી થોડી;
અક્ષર એક વિવેક નથી; કહું છું અતિ છેક અહંપદ છોડી;
હિંમતથી મહા-કીમતની રચના રચવા રસથી રુચિ જોડી;
વંદન વિશ્વપતિ-પદ-પદ્મ કરું, દલપત્ત કહે કર જોડી. ૨

દોહરા

સૌ સજ્જનના સમીપમાં કહું ગુર્જરી વિલાપ;
તેનો મર્મ વિચારીને ઉરમાં ધરજો આપ. ૩
શાખા સોસૈટી તણી સ્થિર સ્થાપવા નિશાળ
કરટિસે[1] ઇચ્છા કરી, જ્યાં મોટા મહીપાળ. ૪
સન અઢાર ઉનસાઠમાં[2] નિજ, કવિને તે કામ
માન દઈને મોકલ્યો ભાવનગર-નૃપ-ધામ. ૫
વિજયક્ષમા વર્ણન કર્યું, જ્યાં રાજા જસવંત;
રાજસભા રંજન કરી જઈ કવિયે અત્યંત. ૬

---

૧. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સેક્રેટરી
૨. ઓગણસાઠમાં

પુસ્તકશાળા સ્થાપવા લીધું નૃપનું વેણ;
કોલ દીધો કવિને કરે નેહ જણાવી નેણ. ૭

સન અઢારસેં ત્રેસઠે વળી વિચારી વાત:
સ્થિર શાખા જઈ સ્થાપવી વડોદરે સાક્ષાત. ૮

ફરટિસે કવિને કહ્યું હૈયે રાખી હામ:
વિચરો તમે વડોદરે, કરો જઈ શુભ કામ; ૯

શાખા **સોસૈટી** તણી સ્થિર કરવી તે કામ;
રાજા કરે સહાયતા થાય આપણું કામ. ૧૦

ગુજરાતી ભાષા વિશે ગ્રંથો બહુ ગૂંથાય
તો ગુજરાતી વાણીનો સઘ સુધારો થાય. ૧૧

રિઝાવજો જઈ રાયને સુણાવી કવિતા-સાર;
મળજો પ્રથમ પ્રધાનને તેથી કામ થનાર. ૧૨

શેઠાણી હરકોર ને નગરશેઠને જેમ
કવિતા-રસથી રીઝવી કામ કરાવ્યાં તેમ, ૧૩

ભાવનગરના ભૂપને રીઝાવીને રસ-રીત
પુસ્તકશાળા સ્થાપવા લીધું વચન નિચિંત, ૧૪

તેમજ ગાયકવાડના કરનો લાવો કોલ;
સમજાવો વિદ્યા તણો ઉત્તમ લાભ અતોલ. ૧૫

રૂડો ત્યાં રસિડેંટ છે સાહેબ કર્નલ બાર
મેંબર **સોસૈટી** તણો, છે શાણો સરદાર, ૧૬

તે પણ તમને આપશે સહાયતા શુભ રીત;
એથી ધાર્યું આપણું થાશે કામ ખચીત. ૧૭

શુભ ખાતું સ્થાપન કરે, ન ધરે શાખા નામ,
તોપણ ઉત્તમ જાણવું કામ થયાનું કામ. ૧૮

કદાપિ કારજ નવ બને તો ન થવું દિલગીર;
શ્રમ કરી જોવો આપણે ધરીને મનમાં ધીર. ૧૯

સુણીને કવિજન સાંચર્યો કરવા ઉત્તમ કામ;
ઉતારો જેને કર્યો શામળ બેચર-ધામ. ૨૦

જઈને કર્નલ બારનો પ્રથમ કર્યો મેળાપ;
વાત કરી, તે સાંભળી ભેચર્યો સાહેબ આપ: ૨૧

ભાસે છે મુજ મન વિશે કામ થવું મુશ્કેલ;
છે રાજાના સોબતી ઝાઝા જન અ-ભણેલ. ૨૨

તે જાણે છે, જો થશે રૈયત ભણી હુશિયાર,
રાજ-કાજમાં તો ઘણું તે લેશે તકરાર. ૨૩

સલાહ તેવા જન તણી માને છે મહીપાળ;
તે માટે નથી થાપતા નવીન-રીત નિશાળ. ૨૪

કહ્યું અમે કંઈ કંઈ સમે, કથન ધર્યું નહિ કાન:
તોપણ તમે કરી જુઓ શ્રમ નિજ શક્તિ સમાન. ૨૫

આપીશ હું અનુમત ભલું, વળી આપું છું પત્ર,
આપો જઈ પરધાનને તમે મળીને તત્ર. ૨૧

પ્રધાન પાસે પત્ર લૈ જઈ કીધો મેળાપ;
ગુણિજન ગોવિંદરાવ તે, અટક 'રોડિયા' આપ. ૨૭

કહે કવિ: ભારત સમે પાંડવ કેરી પાસ
પ્રધાન ગોવિંદરાવ[1] શુભ કરતા નીતિ-પ્રકાશ; ૨૮

તેથી જય પાંડવ તણું થયું જગત મોઝાર;
જાણે છે તે જન સહુ આજ સુધી સૌ ઠાર. ૨૯

---

૧. કૃષ્ણ

સંજયને ધૃતરાષ્ટ્રે પૂછી એવી વાત :
કોણ જીતશે યુદ્ધમાં, કહો મને સાક્ષાત. ૩૦
જ્યાં પ્રધાન ગોવિંદ છે, જાણો ખરું ખચીત,
જરૂર ભારત-યુદ્ધમાં તેની થાશે જીત. ૩૧

વસંતતિલકા વૃત્ત

જો કર્ણ ભીષ્મ સરખા ભડ ભૂપ ભેળા
કીધા કરોડ રથી ભારથ કેરી વેળા,
શોભા સમસ્ત ન મળે પણ તે સમાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન. ૩૨

ત્યાં નિત્ય જીત, પરિપૂરણ પ્રીત પામે,
ત્યાં યુક્તિ સર્વ, વળી ત્યાં યશ સર્વ જામે,
પામે પ્રસિદ્ધ કવિ પંડિત ત્યાં જ માન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન. ૩૩

ત્યાં રાજનીતિ તણી તો રૂડી રીત રાજે,
ત્યાં ગર્જનાથી યશ નોબત નિત્ય ગાજે,
દુષ્ટોનું દુષ્ટપણું ત્યાં ન ટકે નિદાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન. ૩૪

ત્યાં ન્યાય થાય ઊચરાય સદાય સારો,
અન્યાય જાય દૂરથી ડરીને બિચારો,
તે ભૂપના જ ગુણનું બહુ થાય ગાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન. ૩૫

ત્યાં રિદ્ધિ સિદ્ધિ નવનિદ્ધિ કરે નિવાસ;
ક્યાંથી રહે જ કશી વાતની ત્યાં કચાશ ?
ત્યાં સર્વનું ધરમ ઉપર હોય ધ્યાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન. ૩૬



દેખે સદાય દુનિયા જન ત્યાં દિવાળી,
સર્વે સુખી જ તનના પરિતાપ ટાળી,
ત્યાં ક્ષેમ પ્રેમ રસનું પરિપૂર્ણ પાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન. ૩૭

તેજસ્વી તે જ નૃપતિ ભૂમિ મધ્ય ભાસે,
પ્રૌઢપ્રતાપ પૃથિવી-પડમાં પ્રકાશે,
તે ભૂપ સૃષ્ટિ સરવોપરિ શક્તિમાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન. ૩૮

વિદ્યાવિલાસ-રસનો પણ ત્યાં જ વાસો,
ત્યાં તત્ત્વ-શોધ-ચરચા તર્કનો તમાસો,
ગુણાર્થ ભેદ ગુણનું પણ ત્યાં જ જ્ઞાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન. ૩૯

ત્યાં સર્વ દેશ થકી સૌ કવિ લોક આવે,
સર્વે કળા કુશળતા પણ ત્યાં કરાવે,
સત્પાત્ર માત્ર જનનું શુભ ત્યાં જ સ્થાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન. ૪૦

એવું વિચારી શુભ અંતરથી જ આ મેં
આશિષ-વાક્ય ઉચર્યું દલપત્તરામે:
જીવો ઘણું નૃપતિ ને વળી તે દીવાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન. ૪૧

દોહરા

સુણી પ્રધાન પ્રસન્ન થઈ પૂછી સઘળી વાત;
વળી કથન તેણે કહ્યું: સુણો, કવિ, સાક્ષાત. ૪૨
શાણો છે સેનાપતિ બાઉ સિંધિયા નામ,
તમે જઈ તેને મળો, થાય તમારું કામ. ૪૩

હું પણ ભૂપ–હજૂરમાં ઊચરીશ મુખથી એમ,
વિદ્યાખાતું સ્થાપવું, જન સૌ સુધરે જેમ. ૪૪
પછી કવિ પોતે ગયો ભાઉ સિંધિયા પાસ;
કરી પ્રશંસા તેહની, કવિતા કરી પ્રકાશ: ૪૫

मनहर छंद

चंचल चतुर शूरवीर धीर शस्त्रधर,
व्यूहरचनाको विधि पूरन पिछान है;
हिंमत हमेशां, दिल जानत है दाव पेच,
निमकहलाली, लोभ लेश नहि आन है;
संपुरन पसे गुन लायक सो सेनापति
रामज्यूं को सेनापति सुग्रीव समान है;
कहे दलपति: खंडेराव क्षितिनाथ पास
पसो सेनापति भाउ सिंधिया सुजान है. ४६

દોહરા

કારભારિયોએ કહ્યું: કાલ આવજો આપ;
મહારાજના મહેલમાં થશે ભૂપ–મેળાપ. ૪૭
રાજસભામાં કવિ ગયો તે અવસર તે સ્થાન;
નાટારંભ થતો હતો, કરે નાયકા ગાન. ૪૮
ગાન સમાપત જ્યાં થયું, કરી પ્રધાને સાન;
સભાતણું વર્ણન કર્યું, સુણ્યું નૃપે દઈ ધ્યાન. ૪૯
મણિમય સુવરણ મેંલમાં સુર સમ સભા સહિત
ક્ષિતિપતિ ખંડેરાવજી સુરેંદ્ર સમ શોભિત. ૫૦
વાજે શુભ વાજિંત્ર, વળી ગુણિજન કરે સુગાન,
નવીન નાટિકા નૃત કરે તનનનનન લઈ તાન. ૫૧

છપ્પો

નૃત્ય કરે સુરનારી, રહે ત્રિપુરારિ નીરખવા;
બહુ શોભા બલિહારી, હરિ પણ રહે હરખવા;
ચતુરાનન ને ચંદ, ઈંદ, અલકેશ[1], અહીંદ્ર
ચકિત થાય; જોઉં ચિત્ત, માનું શા માત્ર મહીંદ્ર!
મહાસિદ્ધિ સહિત રિદ્ધિ રૂડી ખંડેરાવ ક્ષિતીશની,
નરલોક મધ્ય તે નીરખતાં દૃષ્ટિ ઠરે જગદીશની. ૫૨

## આશીર્વાદ

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

કલ્યાણી કમળાક્ષી દેવી કમળા, કલ્યાણ તે તો કરે;
ભંડારી ભવદેશનો ભવનમા ભંડાર ભારે ભરે:
રિદ્ધિ બુદ્ધિ સમૃદ્ધિ વૃદ્ધિ સુખ સૌ સોંપે સદા સ્વામજી;
ખંડેરાવ અખંડ ખૂબ ખુશીમાં રાખે રૂડા રામજી. ૫૩

પ્રીતે પ્રૌઢપ્રતાપ પૂર્ણ પ્રભુતા પામો પ્રજાના પતિ;
મોટા મત્ત ગજેંદ્ર રત્ન સરીખા દેવેંદ્ર તે દે અતિ;
ધારી ધૈર્ય ધનુર્ધરાદિ વિધિના ધીમંત છો ધામ જી,
ખંડેરાવ અખંડ ખૂબ ખુશીમાં રાખે રૂડા રામજી. ૫૪

વિદ્યા–વાદ–વિનોદ–વાણી વિમળા જિહ્વાગ્ર વાસો વસે,
આપે ઇષ્ટ અભીષ્ટ. કષ્ટ હરીને; સંપુષ્ટિ તુષ્ટિ થશે;
મંત્રી મિત્ર પવિત્ર પાત્ર મતિના કહ્યાં કરે કામ જી,
ખંડેરાવ અખંડ ખૂબ ખુશીમાં રાખે રૂડા રામજી. ૫૫

ભ્રાતા તો પરમારજા, જન તણા ઓ અન્નદાતા તમે;
પ્રખ્યાતા પ્રિય છો પ્રજાજન તણા, ત્રાતા વિધાતા તમે;
રાતા રામ રમે સદૈવ ગુણના, જ્ઞાતા ગુણગ્રામજી,
ખંડેરાવ અખંડ ખૂબ ખુશીમાં રાખે રૂડા રામજી. ૫૬

---

૧. અલકેશ—કુબેર ભંડારી

દોહરો

સુણીને ભૂપે પૂછિયું ધરી પ્રેમ ભરપૂર :
કોણ તમે છો ને વળી શી ઇચ્છા છે ઉર? ૫૭

ઉત્તર

મનહર છંદ

ગિરા ગુજરાતી તથા પિયરની ગાદી પામી,
મુખ્ય તો મરાઠી માની દેખી દુખી દિલ છું;
અરજી તો આપી[1], દીઠી મરજી તથાપિ નહિ,
આવ્યો આપ આગળ ઊચરવા અપીલ છું;
માંડતાં મુકદ્દમાને ચાર જણા ચૂંથશે તો,
શું થશે તે શોચનાથી, સાહેબ, શિથિલ છું;
દાખે દલપતરામ : ખુદાવંદ ખંડેરાવ,
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું. ૫૮

ચૌટામાં લુટાણી મહારાણી ગુજરાતી વાણી,
લૂંટી અલંકાર કૂટી કીધી ગુનેગાર શી;
પગેરું ચલાવ્યું તે તો ચાલતાં મુંબેમા પેઠું,
પછી ત્યાં તપાસતાં તો પકડાયા પારસી[2];
આજ ધર્મરાજ મહારાજનું બિરાજમાન.
સાચ જૂઠ સદ્ય શોધી આપે જેમ આરસી;
માફ માગી આપ પાસે સાફ ઇનસાફ માગે,
એ બિચારી નારી છે કુંવારી ને નવારસી. ૫૯

૧. પ્રથમ અમદાવાદથી કાગળ લખ્યો હતો પણ ઉત્તર મળ્યો નહોતો.

૨. પ્રથમ પારસીઓ ઓબડી ભાષા લખતા હતા તેથી કેટલાએક ધારે છે કે વર્તમાનપત્રો પારસીઓ છાપે છે તેના ફેલાવાથી ગુજરાતી ભાષામાં ગડબડ થઇ.

દોહરા

મહારાજ, મેં સ્વપ્નમાં દીઠો એક બનાવ,
તે હકીકત તમ આગળે કે'વાનો છે ભાવ. ૬૦

સ્નેહ સહિત તે સાંભળો, એ ઇચ્છા મુજ ઉર;
આસે વળતી જે બહુ, કરજો આપ જરૂર. ૬૧

કહ્યું નૃપે: જાહેર કરો, જે કે'વાનું હોય.
વળતી કવિજન બોલિયો: સુણો, સજન સહુ કોય. ૬૨

હનુફાલ છંદ

ભલી ભૂમિનો શુભ ભાગ, બહુ સરસ શોભિત બાગ;
કવિ એક જોવા કામ ઠીક થૈ ગયો તે ઠામ. ૬૩

અવલોકી અબળા એક, છૂટી લાજ રડતી છેક;
વિધવિધ ઉચારી વિલાપ બોલતી: ઓ માબાપ! ૬૪

કર ચૂંટતી શિર કેશ; વરવો દીસે બહુ વેશ;
કૂટતી અધિક કપોળ, ચક્ષુ કર્યાં રંગ ચોળ. ૬૫

શરીરે નહિ શણગાર; પીડા કરે પોકાર;
બોલતી ખંડિત બોલ; તનનો ન દીસે તોલ. ૬૬

એકે ન સાજું અંગ; ભમતાં થયેલાં ભંગ;
વળી વરણ નહિ વરતાય, ગળું તાણીને દુખ ગાય. ૬૭

કાળાં હરણ ને કામ રાચે સુણીને રાગ;
માનતી દે નહિ માન, મન સમજી ભૂત સમાન. ૬૮

કવિ સાંભળી કલ્પાંત, અતિ સદય કીધું સ્વાંત;[1]
વનિતાને પૂછી વાત: કહે જરૂર તારી જાત. ૬૯

દીસે છ તું કોઇ દેવી, અવલોકી તુજને એવી.
તે વળતી બોલી વાત: તું જાણ મારી જાત, ૭૦

---

૧. સ્વાંત-મન.

ગીર્વાણ વાણી વિશાળ, રમણીક રૂડી રસાળ,
તેની જ તનુજા રૂપ, પણ છેક દુખમાં ડુબ. ૭૧
વળી વદું કારણ, વીર; સુણ ધારી મનમાં ધીર;
ગુજરાત મારું ગામ, કરવા તણું તે કામ. ૭૨
મુજ પિયરનો જ પ્રતાપ, જે પામિયા નૃપ આપ;
મુજને ન આપે માન, કહું તે સુણે નહિ કાન. ૭૩
મુજ શોક્યનું સનમાન કરીને ગણે ગુણવાન;
ક્યાં કહું જઈ પોકાર ? નર કોણ સાંભળનાર ? ૭૪

### કવિ-વચન

મનમાં ન શોચીશ, માત; સમજ્યો હું સઘળી વાત;
શુભ કરીશ તારું કામ; કવિ કહે દલપતરામ. ૭૫

### દ્વિઅર્થી

#### મનહર છંદ

બળનો જે બંધુ, જેની સખ્યતા અક્રૂર સાથ,
ધરમનો પક્ષ ધારનાર તને પાળશે;
સ્તંભ દંભ તોડનાર જે છે દુરજોધનનો,
શ્રીમંત શ્રીરાજ તે સદા તને સંભાળશે;
કંઠે જેને મહામણિ પ્રખ્યાત છે પદ્મપાણિ,
એ જ તને આપની અણી ઘણી ઉજાળશે;
રૂડો જે આ ખંડેરાવ, સ્નેહી નર-નારિકાનો,
દારિકાનો નરદેવ તાપ તારા ટાળશે.[1] ૭૬

---

૧. શ્રીકૃષ્ણ વિશે—બળદેવજીનો જે ભાઇ છે, અને અક્રૂરની સાથે જેને મિત્રતા છે, અને યુધિષ્ઠિરનો પક્ષ તાણનાર તે તને પાળશે; દુર્યોધનનું અભિમાન અને કપટ તોડનાર જે છે, એવો લક્ષ્મીવાળો શોભાયમાન રાજા તે તને સદા સંભાળશે. જેની કોટમાં કૌસ્તુભ નામનો મોટો મણિ છે,

ઇંદ્રવિજય છંદ

કર પોવરશે કરુણા કરી એ જ, સહાય થશે તુજ સુધરવા,
ધરવા શણગાર રૂડા મળશે, મળશે તદબીર અને તરવા;
તરવાર–બહાદુર તે નૃપતિ જ; સમર્થ સદા દુખ સંહરવા;
દરવાક્ય[1] એવી દલપત્ત તણું, કર આદર કીર્તિ કથા કરવા. ૭૭

દોહરા

કરીશ ખુશામત ખૂબ હું તુજ માટે, હે માત;
બોલીશ એવા બોલ જઈ, રાય થાય રળિયાત. ૭૮

સુણી બોલી તે સુંદરી: સુણો, કવિ, શુદ્ધ ભાવ;
તમે વખાણ કરી કહ્યું રૂડો ખંડેરાવ; ૭૯

પણ કળિયુગના રાયનાં લક્ષણ નવ દેખાય,
તો કળિયુગમાં તેહને ભૂપ કેમ કેવાય? ૮૦

---

તથા જેના હાથમાં કમળ પ્રખ્યાત છે, તે તને પોતાની જાણીને ઘણી ઉજળશે આ ખંડ એટલે ભરતખંડ જે રૂડો રાજા છે અને પુરુષો તથા સ્ત્રીઓનો સ્નેહી છે એવો દ્વારિકાનો રૂડો રાજા જે શ્રીકૃષ્ણ તે તારા તાપ ટાળશે.

ખંડેરાવ વિશે—ફોજના સરદારોનો ભાઈ છે, અને દયાળુ માણસો સાથે જેને મિત્રતા છે અને ધર્મનો પક્ષ રાખનાર છે, તે તને પાળશે; મહાકષ્ટ જેની સાથે યુદ્ધ થઈ શકે એવા શત્રુઓનું અભિમાન તથા કપટ તોડનાર, એવો શ્રીમંત ગાયકવાડ રાજા તને હંમેશાં સંભાળશે; જેના કંઠમાં મોટો હીરો છે, અને જેના હાથ કમળ જેવા પ્રસિદ્ધ છે, તે જ તને પોતાની જાણીને ઘણી ઉજળશે. આ સારો જે ખંડેરાવ મહારાજ સર્વ પુરુષો અને સ્ત્રીઓનો સ્નેહી છે અને તે દ્વારિકાનો રાજા છે, તે તારો તાપ ટાળશે.

1. દિલના વચન જેવું

### મહારાજસ્તુતિ

#### મનહર છંદ

ભોળાપણું ભાસે નહિ, સત્યતા તો નાસે નહિ,
ત્રાસે નહિ ઉરમાં ઉદારપણું આણતાં;
અરીણ-અંધાણ નહિ, અરથ અજાણ નહિ,
અંધતું એંધાણ નહિ પેખિયે પ્રમાણતાં;
આળસ તો અંગ નહિ, કુસંગીનો સંગ નહિ,
રંડીબાજી-રંગ નહિ જન કોઈ જાણતાં;
કળિના રાજાના ગુણ કશા ન જણાય જોતાં,
શેના રાજા ખંડેરાવ વદિયે વખાણતાં! ૮૧

#### દોહરા

તે સુણીને બોલ્યો કવિઃ જે નૃપનું એ નામ,
હલકાને ઉમદા કરે, આશ્રય દે તે ઠામ. ૮૨

#### છપ્પો

રદ્દી, શવાન, મળ કેફ, ભોઈ શબ્દો જે ભણિયે, ગારદી
વિચારી જોતાં વાત, સુગુણ તેમાં શા ગણિયે? યશવાન
પણ જો 'ગાયકવાડ' નામનો આશ્રય એ લે, કમળ
એક એક અક્ષર જ તોય શુભ ઉપમા તે લે; વાકેફ
તે માટે હું કહું છું તને, ગણ સદ્ગુણ એ નામના, ડભોઈ
કરશે કરુણા તો કોઈ દિન, કરશે પૂરણ કામના. ૮૩

### નૃપપ્રશંસા

#### દોહરો

ગુણવંતી ગુજરાત, તું ભલો ધરી ઉર ભાવ
ગુણ આ ગાયકવાડના, બંડથી કર્યો બચાવ. ૮૪

### સવૈયા—એકત્રીસા

બંડ શીશું આ દેશ બધે, તે દિવસ બચાવ્યો ગુર્જર દેશ;
હિંમત રહી અંગ્રેજ તણી તે ગાયકવાડની મદદ વિશેષ;
જો મહારાજ ન લે મનમાં તો, જાણ, જરૂર પ્રલે થઈ જાત;
ખંડેરાવ ક્ષિતીશ તણો તું ગુણ મા, ગુણવંતી ગુજરાત. ૮૫

દિલ્લી આગળ દંગ ઊઠયો, વળી તે ગભરાટ ગયો ગ્વાલેર;
બંગાળે પણ ગડબડ થઈ ફેલાઈ ગઈ ફરતી ચોફેર;
જો આ દેશ તરફ ઊપજત તો તારી અવસ્થા તેવી જ થાત;
ખંડેરાવ ક્ષિતીશ તણો તું ગુણ મા, ગુણવંતી ગુજરાત. ૮૬

અમદાવાદ રહ્યું આબાદ, રહ્યું સુખમાં વળી સુરત શે'ર;
કોઈ લખેશરીની લક્ષ્મી ન લુંટાઈ, કુટાઈ થયો નહિ કેર;
ગાયકવાડ તણા ગુણથી જ થયો એ તો ઉપકાર અઘાત;
ખંડેરાવ ક્ષિતીશ તણો તું ગુણ મા, ગુણવંતી ગુજરાત. ૮૭

કાબા મળી પારથના [1]રથને વળગ્યા તનનો તજીને ત્રાસ;
ભારથ જીતી શક્યો, પણ પારથ ત્યાં ન જીત્યો પડમાં તે પાસ;
તે કાબા કદી કબજ થવા સ્વપ્ને પણ સંભવતી નહિ વાત;
ખંડેરાવ ક્ષિતીશ તણો તું ગુણ મા, ગુણવંતી ગુજરાત. ૮૮

આપ પધારી પ્રજા-હિત-કારણ દુઃખનિવારણ કોટિક કીધ;
ફેલી ફિતૂરી બધા જનના વળી ફેલ-જમાન લખાવી જ લીધ;
વાઘ અને બકરી વિચરે નિરભે થઈ, રોજ રહે રળિયાત;
ખંડેરાવ ક્ષિતીશ તણો તું ગુણ મા, ગુણવંતી ગુજરાત. ૮૯

ચોર બધા ચકચૂર કર્યા, વળી દેશથી દૂર કર્યા જન દુષ્ટ;
જુલમ ઊંડા જળ માંહિ ડૂબ્યો, પૃથ્વી પણ પૂર્ણ કરી રસપુષ્ટ;

---

૧. પારથ—અર્જુન

કોઈ કદી પરનારી તણા તન સામું ન જોઈ શકે દિનરાત;
ખંડેરાવ ક્ષિતીશ તણા તું ગુણ ગા, ગુણવંતી ગુજરાત. ૯૦

હોય હજૂર કે દૂરનો નોકર, લેઈ ન શકે દમડી પણ લાંચ;
વીસ વસા અપરાધ વિના અડકે નહિ કોઈ તણે તન આંચ;
દોષ વિના નહિ દંડ ભરે, કદી પૂરણ દ્રવ્ય રળે પ્રખ્યાત;
ખંડેરાવ ક્ષિતીશ તણા તું ગુણ ગા, ગુણવંતી ગુજરાત. ૯૧

વેઠયું ઘણું દુખ તેં બહુ વાસર, આવી મળ્યો સુખ-અવસર આજ;
ઈશ્વરના ઉપકાર થકી ધણી ખંડેરાવ મળ્યો મહારાજ;
જો ન મળ્યો હત તે તુજને કદી, આ જુગમાં દુખ તારું ન જાત;
ખંડેરાવ ક્ષિતીશ તણા તું ગુણ ગા, ગુણવંતી ગુજરાત. ૯૨

સાદ્ મળે ઇન્સાફ નીતિસર; મૂલ વિના ન લહે કોઈ માલ;
લૂંટી શકે નહિ લશ્કરી લોક; ન ચાલી શકે પણ ઊલટી ચાલ;
ખાય પિયે, ખુશીથી ખરચે જન, સુંદર મેંલ રચે ભૂમિ સાત;
ખંડેરાવ ક્ષિતીશ તણા તું ગુણ ગા, ગુણવંતી ગુજરાત. ૯૩

એ મહારાજ તણા જ પ્રતાપથી તું સૌભાગ્યવતી દરસાય;
ધર્મવતી પણ એ જ ધણી થકી; એ જ થકી ગુણવંતી ગણાય;
તેની જ ઉજ્જવળતા થકી તું વળી વિશ્વ વિશે થઈ છે વિખ્યાત;
ખંડેરાવ ક્ષિતીશ તણા તું ગુણ ગા, ગુણવંતી ગુજરાત. ૯૪

છપ્પો

ગુણવંતી ગુજરાત, લક્ષવિધિ તેં સુખ લીધું,
ખંડેરાવ ક્ષિતીશ કષ્ટ તુજ છેદન કીધું.
શોભા સ્વર્ગ સમાન પૂર્ણવિધિ તું બહુ પામી,
જેના પુણ્ય પ્રતાપ દસે દિશ દોલત જામી;
રળિયાત રહો રાજ પ્રજા, કરો સદા શુભ કામ જી,
અંતરથી આશિષ અહર્નિશ દે છે દલપતરામ જી. ૯૫

### પરિસંખ્યાલંકાર

#### શાર્દૂલવિક્રીડિત વૃત્ત

ખડેરાવ ક્ષિતીશના અમલમાં ચોરી વિવાહે સહી,
જારી તો જગ દાન યજ્ઞ તપ છે, નારી નરોમાં નહિ;
એવે દંપતી દ્યૂત લગ્ન-દિવસે, ત્યાં દ્યૂત દેખાય છે;
મારામારી મૃદંગ-અંગ ઉપરે, જ્યાં ગાયકો ગાય છે. ૯૬

#### મનહર છંદ

પાંચ ઘરવાળો નહિ તોય તેને પાડો કહે;
ગાય નહિ ગીત તોય તેને કહે ગાય છે;
શિર જેને પગલું ન માય તેને શેર[1] કહે;
અંબાડી ન ઊપડે તે ગજ તો ગણાય છે;
કૂવામાં ન ઊતરે તથાપિ તેને કોશ કહે;
જાય નહિ ચાલી ક્યાંય, તેને કહે જાય છે;[2]
પગ વિના પાઘડી કહે છે; દલપત કહે:
એટલું તો જૂઠું છે જ્યાં રાજા ખડેરાય છે. ૯૭

#### દોહરા

તે સુણી બોલી સુંદરી: કહું તને, કવિરાજ;
તું તો રાજકથા તણો, નૃપ તો સમર્થ આજ, ૯૮
તેને તારી શી ગરજ, જે માને તુજ વેણ?
કેમ ટળે દુખ માહરું, કહે તું મને કે'ણ. ૯૯

#### કવિ-વચન

નામ અમર નિજ રાખવા ચિતમાં જે જન ચહાય
તે તો રાખે છે ધણી કવિની ગર્જ સદાય. ૧૦૦

---

૧. શેર-રસ્તો, અથવા ૪૦ રૂપિયાભારનું કાટલું
૨. જાઈના ફૂલનો છોડ

ઝૂલણા છંદ

થઈ ગયા શ્રેષ્ઠ શ્રીમંત કઈ શેઠિયા, વેહિયાની પડે વહી ગયા તે;
નામ કે ઠામ જન કોઈ જાણે નહિ, કોણુ જાણે જ ક્યાં થઇ ગયા તે;
ભાળવા ભવન, ભંડાર સંભાળવા, પાળવા વંશ પાછા ન વળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળી ગયા, મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૧

કણબી રખીદાસ તે કોણુ હિસાબમાં, સામળે પૂર્ણ પ્રખ્યાત કીધો;
ભોજ જેવો થયો અમર તે ભૂમિમાં, જગત જીવિતનો લ્હા'વ લીધો;
તે વિના કોટિધ્વજ કઇક કણબી ગયા, કોણુ જાણે કયે પંથ પળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળી ગયા, મહત કવિ કોઈ જેને ન મળિયા ૧૦૨

સરસ કવિ રત્નનો શોધ કીધો નહિ,યત્નથી રત્ન તો સરસ રાખ્યાં;
ચિત્ત ધરી કવિ તણાં વચન ચાખ્યાં નહિ, ચાવીને દાળ ને ભાત ચાખ્યાં;
જમીન જર મેલીને જ્વાળમાં જળી ગયા, ટળી ગયાં નામ ને ઠામ ટળિયાં;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળી ગયા, મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૩

શું થયું સેન સંપૂર્ણ સજવા થકી, શું થયું કનકના મે'લ કીધે ?
શુ થયું હાથીને બાથી ભેળા કીધે, શું થયું દ્રવ્ય બહુ દાન દીધે ?
ગ્રંથમાં ગૂંથી ગુણ જો ગવાયા નહિ, ચાર દિન માંહિ અચળાચાં[1] ચળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળી ગયા, મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૪

રાજવંશી થયા દેવ-અંશી સમા, જગતમાં આજ કોઈએ ન જાણે;
લાયકી લેખી કવિએ જ જેને લખ્યા, વિધવિધે સર્વ તેને વખાણે;
પૃથ્વી ઉપાડતા, પર્વતો પાડતા, બાહુ જેના હતા બહુ જ બળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળી ગયા, મહત કવિ કોઈ જેને ન મળિયા ૧૦૫

ધૂળ ભેળું ભળ્યું હોય છે હેમ તે, કારીગર કાઢી પ્રખ્યાત કરશે,
તેમ સદ્ગુણી તણાં નામ સંસારમાં કવિ મળ્યે ધરણિ પર કીર્તિ ધરશે;
તે વિના જીવીને કંઈક જાતા રહ્યા, ટપકતા બોરના જેમ ઢળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળી ગયા, મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૬

૧. અચળા—પૃથ્વી

રાખતા નામ ધન લાખ ખરચી કરી, બહુ જ ઇમારતો એશ આપે;
રાખતા નામ નાતે વરા નવનવા, રાખતા નામ સંગ્રામ સાથે;
રાખતા નામ લાણાં કરે લોકમાં, રોકડું દ્રવ્ય જે આપ રળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળી ગયા, મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૭

ભોજ જેવો જ સિદ્દરાજ, જશ જોડવા કવિ તણો શોધ સૌ ઠામ કીધો;
શોધ કરતાં નહિ સરસ કવિ સાંપડયો, બાંધી બહુ ઘાટ જશ લેખી લીધો;
ઘાટના ઠાઠ તો વાટમાં વહી ગયા, ગરદમાં પ્રૌઢ પાષાણ ગળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળી ગયા, મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૮

દેહ આયુષ્ય જગદીશના હાથમાં, કીર્તિ-આયુષ્ય કવિલોક હાથે;
સરસ જશવંતને નરસ સાથે કરે, નરસને પણ કરે[1] સરસ સાથે;
કવિજનો સાથ-કંકાસ જેણે કર્યો દેવ પણ દૈત્યની પંક્તિ ભળિયા.
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળી ગયા, મહત કવિ કોઈ જેને ન મળિયા ૧૦૯

मनहर छंद

निश्चल सुनाम काम देवे अगनित दाम,
ठाम ठाम काम करै भूप मन भायो है;
पहि कामको उपाय चाहि सिद्धराय राय,
सिलपीके पास सिल्प सरस रचायो है;
मालवको महिपाल भयो भलो भोजराज;
निश्चल सुनाम काम कवि पैं करायो है;
कहै दलपतिराम : कहां सिद्धराज-काम,
भोजको तमाम ठाम नाम दरसायो है. ११०

---

૧. કોઇમાં બધા સદ્‌ગુણ કે બધા દુર્ગુણ હોય નહિ પણ ઇતિહાસ લખનારા પોતાના મનમાં ભાવ પ્રમાણે વધારે સદ્‌ગુણ કે દુર્ગુણ પ્રસિદ્ધ કરે છે, જેમ સ્ત્રીના શરીરને એક કવિ સોના જેવું અને બીજો કવિ માંસ રુધિર અને મળનું ભરેલું લખે છે.

देखी हाथी दोनुं विद्वानकुं विवाद भयो,
एक कहै : असल निवास वाको बनमें;
एक कहै : याको वास सरस शहर मध्य,
एसोहो अमूल रत्न कहांसे अरन्यमें ?
अंत यो सिद्धांत भयो प्रांतमें पुरुष होय,
कैसे वाको कदर न जाने कोउ जनमें ?
कहै दलपतिराम : कैसे आवे दूर देश,
होइ जो कदरदान विवेकी वतनमें ? १११

દોહરો

કવિ-વાણી અમૃત-ભરી, મૃતક સજીવન થાય;
વ્યર્થ હોય તે કવિ થકી, સદા સમર્થ જણાય. ૧૧૨

ગુર્જરી-વચન

મનહર છંદ

અડ, ખંશ, પુણ, ભુન, અળ, સય, ગોણી, વીળી, અખંડ
અજીતા એ[1] આઠ શબ્દ સજીવન થાય તો, ખંડેશ
કવિની વાણીમાં લોકો અમૃત કહે છે તે હું પુરાણ
સાચું જાણું; તને વળી કહું કવિરાય તો. ભુવન
કહે કવિ : એ શબ્દોના અંતરમાં ઊતરે જો, અમળ
ખંડેરાવ મહારાજ નામ તે સદાય તો; સહાય
નામને પ્રતાપે પરિણામ કામ સિદ્ધ થાય, ગોરાણી
અજીવન શબ્દ તે સજીવન જણાય તો. ૧૧૩ વીજળી
'અખંડ' 'ખંડેશ' પદ 'પુરાણ'પુરુષ આપે,
'ભુવન'–પતિ ભવન આપે ભલી ભાતનાં;
'અમળ' અકળ બુદ્ધિ બળ આપે બુદ્ધિનાથ,

૧. મતલબ કે એ શબ્દોમાં કંઈ અર્થ નથી, તેમ છતાં તેમાં અર્થ આવે એવું કરી આપો તો હું જાણું કે કવિની વાણીમાં અમૃત છે.

'સહાય' સદૈવ દેવ રહે દિનરાતના;
'ગોરાણી' ગુરુની વાણી સફળ અમૃત ખાણી;
'વીજળી' શી ગોરી શ્રી જતન કરે જાતનાં;
વર્ણ દલપત: જેના નામથી આ આઠે શબ્દ
જીવન પામ્યા તે પામો સુખ નિધિ સાતનાં. ૧૧૪

ગુર્જરી-વચન

દોહરો

હું વાણી ગુજરાતની, ભૂપ ધરે નહિ ભાવ,
તેથી કેમ તને રીઝે રાજા ખંડેરાવ? ૧૧૫

કવિ-વચન

મનહર છંદ

જે વાણીથી નરસિંહ નાગરને નારાયણે
પરમ પદવી સુધ્ધાં સોંપ્યો સિરપાવ જી,
જે વાણીથી જગદંબા બેઠી ભટ વલ્લભને
સુલભ સકળ સુખનો દીધો દેખાવ જી,
જે વાણીથી પ્રેમાનંદ સામળ પ્રીતમ સખો
એવા અગણિત પામ્યા પ્રેમનો પ્રભાવ જી,
કહે દલપતરામ: તે વાણીથી તેમ મને
કેમ નહિ રીઝે આજ રાજા ખંડેરાવ જી[1]? ૧૧૬

જીરણ જળસ્થળ દેવળને જીવન જડે-
ખુદાવંદ ખંડેરાવ હાકમ હજૂરથી;
પ્રાણહીણું[1] ગીરવાણ વાણીનું પોષણ કરે
આપોઆપ આદરી ઉદારપણું ઉરથી;

1. જે વાણી વ્યવહારમાં ચાલતી ન હોય તે મૃતક વાણી કહેવાય છે.

માને મોટી મિત્રતા એ સાથે અંગ્રેજ;
નહિ એના ઉપકારનો આપી શકે અવેજ. १२७

कवित

पीवत गंगाको पानी पुष्ट हिंदुस्तानी प्रानी
जानी पसो मानी लेत पाड गंगपानीको;
पानी को कहा सु पाड मानी प सुजानी गंगा,
गंगा जेन्हे मानी पाड सोई सुख दानीको;
जीहो ठौर और जत काठीको जुलुम मिट्यो,
धारी लेत पाड अंगरेजी राजधानीको,
अंगरेजी राजधानी आनी सुखदानी जिन्हे,
कहै दलपति : पाड ताको सुलतानीको. १२८

દોહરા

રાજસભા રળિયામણી, પંડિત પામે માન;
અંતર ધરી ઉદારતા દે મહારાજા દાન. ૧૨૯
સુરવાણી નરવાણીમાં કાવ્ય કહે કવિરાજ;
સુણતાં થાય સદા સહુ રંજન રાજ સમાજ. ૧૩૦
રૂડા જશ મહારાજના ગામોગામ ગવાય;
નગર નગર નરનારિયો ચિત ધરી સુણવા ચા'ય. ૧૩૧
વારિપ્રવાહ વિશેષ તે સાગર માંહિ સમાય,
તેમ વિશેષ કળા તણા નર વડનગર વસાય. ૧૩૨
જ્યાં શ્રીમહારાજા તણો મનહર મોતીબાગ,
બહુ સરસ ત્યાં બંગલા ઉપમા યોગ્ય અથાગ. ૧૩૩
ધર્મશાળ ત્યાં ધીંગી છે, મળે સદાવ્રત સાર;
તીરથવાસી ત્યાં કણે પામે સુખ અપાર. ૧૩૪

### ઉલ્લેખાલંકાર

મનહર છંદ

પૂરણ પ્રકાશવંત દિવસમાં તારો દેખી
હોંશે હોંશે એવા મળ્યા માનવી હજારો છે;
રાજનીતિ તણાં ચિહ્ન દેખી એમ કહે:
બૃહસ્પતિ હશે તે શોભાયમાન સારો છે!
એક કહે: અગસ્તિનો તારો એ તો આપોઆપ
કોપાના કટક રૂપી સિંધુ શોષનારો છે;
દિલમાં વિચારી નક્કી કહે દલપતરામ:
"સ્ટાર ઑફ ઈંડિયા" એ નામનો તે તારો છે.　　૧૩૯

### ભ્રાંતિમાન અલંકાર

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

કિંવા પાઘશિરે જટા મુકુટ છે, તોરો કે ગંગા વહે,
દેખે હેમ હીરા સહિત શું હશે, કે રુંડમાળા રહે;
કાંડે કંકણ હેમનાં, કે હરના, જે વિશ્વ વિખ્યાત છે,
ખંડેરાવ ક્ષિતિ-અધીશ ખુદ છે કે શંભુ સાક્ષાત છે!　　૧૪૦

દોહરા

રાજસભા મધ્યે જઈ મેળવવાને દાદ
કવિયે શ્રીમહારાજને દીધો આશીર્વાદ:　　૧૪૧

જશ પામો, જીવો ઘણું, સુખ પામો દિનનીશ;
પ્રજા તણું પાલન કરો, દેવ દ્વારિકાધીશ.　　૧૪૨

### રત્નાવલિ અલંકાર

ઉપજાતિ વૃત્ત

કીર્તિ તમારી "અમરેલી" છાપ, આ વિશ્વ મધ્યે રહજો "વસાઈ;"
કુટુંબ "ખેરાળુ" ખુશી જ થાજો, શત્રુતણે દ્વાર "કડી" વસાજો. ૧૪૩

"વડો દરે" સર્પ વિલોકી જેમ, તમોથી શત્રુ ડરજો જ તેમ;
સદા જમો આપ અનેક સ્વાદ, પડો રિપુને નિત "પેટ લાદ." ૧૪૪
પાપિષ્ઠ [1]પા"પાટણ" જે કરે છે, કરો"ડ ભોઈ" સમ આચરે છે;
"દે ગામ" જોવા જમનું જ એને, તું શા"વી જા પૂર"ણ શીશ તેને. ૧૪૫

દોહરો

રાજ સર્જ્યું પણ ગર્વ નહિ રાખે ખંડેરાવ;
તે દેખી કવિયે કહ્યો વડ-એરંડા ભાવ: ૧૪૬

આર્યા છંદ

આ "વડ ન ગર"વ રાખે ફરતો ચહુદિશ વિશેષ ફેલાઈ,
તુજ એરંડાપત્રો "વીસ ન, ગર" વ જ તથાપિ તજ ભાઈ. ૧૪૭

પુનઃ આશિષ

મનહર છંદ

સ્વાદ તો "વડો દરા'ક્ષ જેવો કવિતાનો ચાખો,
કિંકર કરો"ડ ભોઈ" સેવામાં સદા ફરે;
ઇંદ્રપુરી સમો 'વડ નગર" અપાર પામો,
વૈકુંઠ જેવાં તો "વીસ નગર" અનુસરે;
ખેર-ખુશીવાળી પ્રજા "ખેરાળુ" કુટુંબ વગે
મનકામના તો "સિદ્ધ પુર"ણ પ્રભુ કરે;
કહે દલપતરામ: રાજા ખંડેરાવ, તારો
"અમરેલી" વેલી સમ વંશ બહુ વિસ્તરે. ૧૪૮

પૂરણ પ્રતાપ વસે આપનો અમાપ અતિ,
મહત પ્રતાપ જેવો દેવ મારતંડનો;
મહામાયા મનના મટાડશે હમેશ કલેશ,
ઘટાડયો મટાડયો જેમ મુનિ મારકંડનો;

---

૧. પાપમાં અટન

શત્રુ સર્વ ત્રાસ પામી નાસતા ઉદાસ કરે
પેખીને પ્રતાપ આપ આપના પ્રચંડનો;
બડા સમશેર-બહાદુર સેના-ખાસ-ખેલ
ખંડેરાવ, થાઓ ક્ષિતિનાથ નવે ખંડનો.　　૧૪૯

સમુચ્ચયાલંકાર

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

હે રાજા, ગુણ તાહરા વરણવા હું જ્યાં કથાં,
ત્યાં તારાં બળ કીર્તિ કાંતિ કમળા સદ્બુદ્ધિ રિદ્ધિ તથા
એ સૌ એક બીજાથી આગળ થઈ આવે મહત્ત્વે મળી,
કેને તો પછીથી અને પ્રથમથી કેને વખાણું વળી?　　૧૫૦

દોહરા

સાહબ, એક અરજ સુણો, આપો શુભ ઇન્સાફ;
રીસ ન ધરશો હૃદયમાં, કહું માગીને માફ.　　૧૫૧

કોઈ કરે અન્યાય તો કહિયે જ્યાં શુભ રાય:
પણ રે કહિયે કયાં જઈ, રાય કરે અન્યાય?　　૧૫૨

છો રાજા ગુજરાતના, લઈ તેનું ધન ધાન,
બાપા માની મરાઠીને સૌ છો મોટું માન.　　૧૫૩

દિલગીર રુવે છે ગુર્જરી, સજે નહિ શણગાર,
એનું દુખ ઉચ્ચારવા આવ્યો છું આ વા'ર.　　૧૫૪

ઉપજાતિ વૃત્ત

ખીલી છે ને પતિ છેક છાંડી, ગણે જ લોકો ગુણહીણ ગાંડી;
એલ એવા અસલી જ ઢાળા; વિચાર, રાજા વડપુરવાળા.　　૧૫૫
ાદીપતિ ગુર્જરનાથ આપ પામ્યા પૂરો ગુર્જરીનો પ્રતાપ;
ની બિચારી દુખી એ જ બાળા; વિચાર, રાજા વડપુરવાળા.　　૧૫૬

અનારીને જો નહિ માન આપો, સ્થિતિ ભલીમાં કદી જો ન સ્થાપો,
અરે જશે ક્યાં ભરીને ઉચાળા? વિચાર, રાજા વટપુરવાળા. ૧૫૭
જે નારીનું સર્વસ લભ્ય લીધું, તે નારીનું પોષણ જો ન કીધું
તો કેમ તેઓ કહિયે કૃપાળા? વિચાર, રાજા વટપુરવાળા. ૧૫૮
સારી સ્થિતિમાં સ્થિરતાથી થાપી, અન્નાદિ દે આશ્રય શ્રેષ્ઠ આપી,
ઘટાડવા ધાટ ધરે રૂપાળા; વિચાર, રાજા વટપુરવાળા. ૧૫૯
અનાથ જો આશ્રય આવી માગે, ભુનાથ તેનો ભય સર્વ ભાગે;
એવા જ છો આપ ઉદારતાળા; વિચાર, રાજા વટપુરવાળા. ૧૬૦
વૈરાગ્ય[1] પામી હરિને વખાણે કાં અન્ય રાજા તણી આશ આણે;
છતાં તમે છો પ્રિય રક્ષપાળા; વિચાર, રાજા વટપુરવાળા. ૧૬૧
ધેનુ તણું લાયક દૂધ લૈને, પાળે ન તેને તૃણ પાણી દૈને,
અયોગ્ય એ તો ગણશે ગુણાળા; વિચાર, રાજા વટપુરવાળા. ૧૬૨
દિલ્લી ઈલ્કાબો સુલતાન લેતા, ગિરા સ્વદેશી ગણી માન દેતા,
રચાવતા ગ્રંથ[2] રૂડા રસાળા; વિચાર, રાજા વટપુરવાળા. ૧૬૩
સારાંશ સર્વે, નૃપ, આપ સામે દીધો ઉચારી દલપત્તરામે;
દિલે ધરો દાદ હવે દયાળા, વિચાર, રાજા વટપુરવાળા ૧૬૪

છપ્પા

મળે ધણીનાં માન, મનુષ સૌ તેને માને;
મળે ધણીનાં માન, પડે સૌ તેને પાને;
મળે ધણીનાં માન, વડી તે ડાંપણવાળી,
મળે ધણીનાં માન, એ જ રૂડી રૂપાળી;

---

૧. ગુજરાતી ભાષામાં વૈરાગ્યની, ભક્તિની કે ભોજ વિક્રમ વગેરે પરદેશી રાજાના ગુણની કવિતા છે; પણ ગુજરાતના રાજાઓની ગ્રાઝી નથી.

૨. શાહજહાંએ 'સુંદર શણગાર' ગ્રંથ સુંદરદાસ પાસે રચાવાન તેને "મહાકવિરાજ"નો ઈલ્કાબ આપ્યો હતો.

જો મળે ધણીનાં માન તો વિશ્વ કહે, ગુણવાન છે;
કામની જનને, દલપત કહે, ધણીને માને માન છે. ૧૬૫

મળે ન ધણીનાં માન, ભાગ્યહીણી તે ભૂંડી;
મળે ન ધણીનાં માન, લોક સૌની તે લુંડી;
મળે ન ધણીનાં માન, નારી તે નિરમાનિણી;
મળે ન ધણીનાં માન, હોય ગુણ પણ ગુણહીણી;
જો મળે ન ધણીનાં માન તો કુટુંબી સૌ ધિક્કારશે;
કામની જનને, દલપત કહે, ધણી ગણશે ત્યમ ધારશે. ૧૬૬

દોહરો

જેમ શ્રેષ્ઠ મોતી તણું જાય ઊતરી નીર,
તેમ ગુર્જરી વાણીનું હાલ થયું છે હીર. ૧૬૭

મનહર છંદ

હાથી તણું બચ્ચું હોય, પણ જો રાજાએ તેને
કૂતરું કહ્યું તો પછી કૂતરું તે કૂતરું;
બરફનો બેટ બની તરી આવે ઉદધિમાં,
રાજા કહે, રૂ તર્યું, તો રૂ તર્યું તે રૂ તર્યું;
ઉત્તમ કન્યાને ગણી કાઢી જો અનુત્તમમાં,
ઉત્તમ ન થાય જેવું, સૂતર્યું તે સૂતર્યું;
રાજ-અધિરાજ સુદાવંદ, સુણો, ખંડેરાવ,
મોતી તણું નીર તે તો ઊતર્યું તે ઊતર્યું ૧૬૮

ઉપેન્દ્રવજ્રા છંદ

રસાળ જ્યાંની અતિશે રસાળા, વ્યાપારી વ્યાપાર વિચિત્રવાળા,
રસાળ વાણી વિષયો રૂપાળા, પ્રખ્યાત તે થાય ભૂમિ ભૂપાળા. ૧૬૯

મનહર છંદ

ભૂમિને સંભાળી રસવાળી કરવી રૂપાળી,
એ તો ક્ષત્રી કુળનું અખંડ ખટ કર્મ છે;

કારીગર લોક સારી કારીગરી કરી લાવે,
કરી અંગીકાર સતકાર કરે ધર્મ છે;
ઊલટ આણી સ્વદેશી વાણીમાં જરૂર જાણી
મોટા ગ્રંથ ગૂંથાવવા મોટા જેમાં મર્મ છે;
કહે દલપત: ખંડેરાવજી ક્ષિતીશ, સુણો,
એ તો અહર્નિશ ધરાધીશનો જ ધર્મ છે. ૧૭૦

દોહરા

ગુર્જરીના માણેક છો, માટે ધરી ઉમંગ
કોશ[1] કરાવી આપીને કરો સુશોભિત અંગ. ૧૭૧
સ્થાનીને આપો રૂડું ધરણી ઉપર ધામ;
પ્રીતે તેનું પાડવું "પુસ્તકશાળા" નામ. ૧૭૨
હક તેનો આપો હવે દિલે કરી દરિયાક;
ઇન્સાફી છો અધિપતિ, કરો આપ ઇન્સાફ. ૧૭૩
એવામાં નજરે પડયો નૃપ-કંઠે મણિ જેહ,
પેખી નૃપ-મુખ સૂર્ય સમ ઊચર્યો કવિજન એહ: ૧૭૪

કુંડળિયો

કાંતિ કંઠમણિ તણી આર્દ્રાને અનુસાર,
શોભે નૃપ-મુખ સૂર્ય સમ પ્રતાપવંત અપાર;
પ્રતાપવંત અપાર, ખૂબ ટાણું બન્યું ખાસું,
આર્દ્રા ને આદિત્ય મળ્યે મંડે ચોમાસું;
અમૃતદૃષ્ટિ વૃષ્ટિ થશે ભાસે નહિ ભ્રાંતિ,
માર્તંડ સમ મુખ મળી આર્દ્રા મણિકાંતિ. ૧૭૫

દોહરા

શ્રીમંતે એવું સુણી ધર્યો ગ્રીવ પર હાથ;
કવિએ તે દેખી કહ્યું સુણતાં સરવે સાથ: ૧૭૬

કર મૂછ ઉપર કાં ધરો, ક્ષિતિપતિ ખંડેરાવ?
કલેશ કવિના મન તણો ભાળી ધરો ભય-ભાવ. ૧૭૭

સુણી બોલ્યા શ્રીમંત નૃપ શ્રીમુખથી સાક્ષાત :
તમે કહી તે તો ઘણી વિવેકની છે વાત. ૧૭૮

ભણાવીને કરવા ભલા સૌ જનને હુંશિયાર;
તમે કહો તે સર્વથા સમજ્યો છું હું સાર. ૧૭૯

પ્રથમ નિશાળો સ્થાપવી, છે મુજ ચિત્ત વિચાર;[1]
પછી સ્થપાશે પુર વિશે પુસ્તકનો ભંડાર. ૧૮૦

ફરી તમને તેડાવશું, સલાહ લેવા કાજ,
વિદ્યાખાતું સ્થાપશું નિશ્ચય કીધો આજ. ૧૮૧

તે સુણીને કવિયે પછી દીધો આશીર્વાદ :
વચન આપનું પાળજો રાખીને ઉર યાદ. ૧૮૨

આશીર્વચન

હરિગીત છંદ

જય જયતિ જય હે જગત-જનની, ચાપ-શર-ધર ચંડિકા,
જય વૃષભ-વાહિની, દનુજદાહિની, અખિલ-ભુવન-અખંડિકા;
પદ-પદ્મ કરી પરણામ કહું, હે પાર્વતી જગપાવની,
ક્ષિતિ મધ્ય કીર્તિ અખંડ કર નવ ખંડ ખંડેરાવની. ૧૮૩

જે બુદ્ધિવંત અનંત વળી ભગવંત ભડ ભૂપાળ છે,
અત્યંત દીપ્તિવંત વળી કુળવંત અધિક કૃપાળ છે;
વળી વિમળ વાણી વદનમાં, ને સદન-રિદ્ધિ સુહાવની,
ક્ષિતિ મધ્ય કીર્તિ અખંડ કર નવ ખંડ ખંડેરાવની. ૧૮૪

મનરંજ કરજે મિત્ર એના, શત્રુને સંહારજે,
સંપૂર્ણ સુખ દઈ દુખ દળી સંસાર-સાગર તારજે;

---

૧. કોશ-ધનનો અથવા શબ્દનો ભંડાર

સો સમય આપ સહાયતા, તુજ ચરણ નિર્ભય નાવની,
ક્ષિતિ મધ્ય કીર્તિ અખંડ કર નવ ખંડ ખંડેરાવની. ૧૮૫

હય હાથી સાથી હમેશ વધતા, ભાથી પણ દેજે ભલા,
દસ દિશથી એના દેશની નર અખિલ ધર જાજે બલા;
રચી આપ એના રાજમાં રચના સુરુચિર ર્‌યાવની,
ક્ષિતિ મધ્ય કીર્તિ અખંડ કર નવ ખંડ ખંડેરાવની. ૧૮૬

બહુ શ્રેષ્ઠ બંદર, હેમમંદિર, સાજ સુંદર સોંપજે;
સુણી આજ અરજી તેની મરજી લેશ માત્ર ન લોપજે;
રમણીક રસાળા વળી વિશાળા દે તું એના દાવની,
ક્ષિતિ મધ્ય કીર્તિ અખંડ કર નવ ખંડ ખંડેરાવની. ૧૮૭

દોહરા

પછી રાખીને પાંચ દિન શુભ કીધું સન્માન;
વિદાય કીધો શુભ વિધે; કવિ વિચર્યો સ્વસ્થાન. ૧૮૮

'ઇંદુપ્રકાશ'–અધિપતિ વિષ્ણુ શાસ્ત્રી નામ,
તેઓ પણ હાજર હતા તે અવસર તે ઠામ. ૧૮૯

કરે વકીલ વિશેષ શ્રમ એ તો આડે આંક,
પણ જો દાદ મળે નહિ, વકીલનો શો વાંક? ૧૯૦

## ૮. બહુરૂપી ઈશ્વરની સ્તુતિ

દોહરો

બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યનું કરે શૂદ્રનું કામ;
બહુરૂપી બહુનામીને ચેમે [illegible]

બ્રાહ્મણરૂપ.

મનહર છંદ

સમસ્યામાં . સૌને ઉપદેશ જે હમેશ કે છે,
ધર્મને અધર્મ તણો મર્મ જેથી ધરૂં છું;
ઉજ્જવળ આકાશગંગા જેવી જે જનોઈ જેની,
એના જ આશીરવાદ થકી હું ઊગરું છું;
પુસ્તક અનેક તણાં પડ[1] ફેરવતો રહે,
અક્ષર એમાંથી વાંચી વાંચી હું ઉચરું છું;
હજારો છે જેને ઘેર કુંડ [2]અગ્નિહોત્ર તણા,
એવા એક બ્રાહ્મણનું ભજન હું કરૂં છું. ૨

વેદવિદ્યા-આદિમાં વિચક્ષણ સુલક્ષણ છે,
રક્ષણ કરે છે સદાચારનું સુરીતથી;
કરે ષટકર્મ, મનમાં જાણે છે બધા મર્મ,
પાળે છે પોતાનો ધર્મ પરિપૂર્ણ પ્રીતથી;
કરે છે ત્રિકાળ સંધ્યા, તર્પણ કરે છે, તથા
અર્પણ કરે છે ભૂત-બળિ ચાહી ચિત્તથી;
કહે દલપતરામ: એવા વિપ્રને પ્રણામ
કર જોડી કરું, વળી ગાઉં ગુણ ગીતથી. ૩

ક્ષત્રિય-રૂપ

જેના તાબામાં અનેક જિલ્લાઓ જણાય જોતાં,
તે જિલ્લામાં [3]રાજધાની [4]નગરો ને [5]ગામ છે;
પવન વરુણ મેઘ પાવક જેવા પ્રતાપી
સારા સરદારો જેના તાબામાં તમામ છે;

[1] પડ-અનેક ભેગાનાં પડ ફેરવતો રહે છે તે. ૨. અગ્નિકુંડ-અનેક સૂર્ય છે તે.
૩. રાજધાની-સૂર્ય ૪. નગરો-ગ્રહો ૫ ગામ-ઉપગ્રહો

ફરે જેનો હુકમ તે કોઈ ફેરવી ન શકે;
ફરેલાં જણાયે તેનાં થાણાં ઠામોઠામ છે;
કર જોડી કરગરી કહે દલપતરામ :
પરાક્રમી એવા રાજાને મારા પ્રણામ છે. ૪

વાણિયા-રૂપ

શિયાળે ઉનાળે માલ[1] સંઘરે વકરો કરી,
ચોમાસે વિશેષ વસ્તુનું વેચાણ કરે છે;
માગનો નથી તે મૂલ આપે છે, ઉધારે માલ,
વેપાર અપાર કરી વિશેષ વાવરે છે;
દેશોદેશમાં જે દોશી ગાંધીની દુકાનો જેની,
વિવિધ વસાણાની વખારો ઘણી ભરે છે;
પ્રેમથી કરી પ્રણામ દ્વિજ દલપતરામ
એવા એક વાણિયાનું દિલે ધ્યાન ધરે છે. ૫

કણબી-રૂપ

સર્વથી પ્રથમ જેણે સૃષ્ટિમાં અનાજ વાવ્યાં,
જેના ખેતરનું અન્ન જુક્તિથી હું જમું છું;
ઉપજાવે શેલડી ન સ્વાદિષ્ટ સાકર ખાંડ,
ભોજન કરીને હું સદૈવ સુખે ભમું છું;
કરે જે કપાસ પેદા, કાપડ બને જે જેનાં;
સારો સજી શણગાર રંગભર રમું છું;
કરે જે ખેતીનું કામ, કહે દલપતરામ :
એવા એક કણબીને નિત્ય નિત્ય નમું છું. ૬

માળી-રૂપ

સૃષ્ટિ-રૂપી બાગને બનાવ્યો જેણે બહુ સારો,
વિધવિધ વૃક્ષ વેલ વાવી હદ વાળી છે;

---

[1] પૂરી ઉપરથી જાત જાતનાને એકઠું કરે છે તે.

જેવા કેવા મેવા ઉપજાવ્યા છે અમૃત જેવા,
રંગ રંગ ફૂલ તણી રચના રૂપાળી છે;
પાણીના પ્રવાહ તો ચલાવ્યા છે અથાગ વાહ;
આળસ તજીને સદા વાડીને સંભાળી છે;
કહે દલપતરામ : કીધું છે સરસ કામ;
એ તો મારો ઇષ્ટદેવ એક વનમાળી છે. ૭

### કુંભાર-રૂપ

કહો, રે કુંભાર લોકો, તમે તે શા કસબી છો?
કસબી અમારા દેશમાં રૂડો કુંભાર છે;
નાનાં મોટાં રાંધવાનાં કામનાં તે ઠામ ઘડે,
ઘડે એક કણુથી અનંત ને સુમાર છે;
ચૂલે મૂકવું ન પડે, ફૂંકે ફૂંકવું ન પડે,
તાપ ને ધમણ તો તે કામમાં તૈયાર છે;
એ થકી અનેક કામ સરે, દલપતરામ,
એવા એના કામમાં કોટી ચમત્કાર છે. ૮

### દોહરો

ઘાટ ઘડી માટી તણા કરે સજીવન સાર,
એ તો ઇશ્વર આપણો કહું. ભલો કુંભાર. ૯

### હજામ-રૂપ

#### મનહર છંદ

મશાલ ધરીને સર્વ આગળ ઉજાસ કરે,
તદબીર કરીને અંધારું ઘોર ટાળે છે;
કોણ જાણે કેવી રીતે તેમાં તે પૂરે છે તેલ,
બુઝાઈ ન જાય તેમ મશાલ તે બાળે છે;
કોઈ સમે અનુભવ-આરસી દેખાડે, વળી
કોઈ સમે નવરાવા નીરને ઉછાળે છે;

કહે દલપતરામ : એવો એક છે હજામ,
તે સદૈવ સૌને ઘણા સ્નેહથી સંભાળે છે. ૧૦

બાજીગર-રૂપ

આદર્શ રહીને કરે એકલો અનેક ખેલ,
જોનારા જનોની, જુઓ, નજર ચુકાવે છે;
ધૂળમાંથી ધાતુ કરે, પાણીમાંથી પ્રાણી કરે.
દેખાડી દેખાડી આપ-કળાથી ઉડાવે છે;
વિવિધ પ્રકારે વસ્તુ નવી નવી . ઉપજાવે,
કોણ જાણે ક્યાં સંતાડે છે ને ક્યાંથી લાવે છે;
એવા બડા બાજીગર-પદે દલપતરામ
નમ્રતાથી નિત્ય નિત્ય મસ્તક નમાવે છે. ૧૧

## ૯. પ્રભાતનું વર્ણન

### પરોઢિયું

ઉપજાતિ વૃત્ત

ઘંટા તણા ચાર ટકોર વાગ્યા, ઉદ્યોગી લોકો જન સર્વ જાગ્યા;
જાણે શ્રુતિ ચાર તણા ઉચારે મુમુક્ષુ-અજ્ઞાનપણું ઉતારે. ૧
પૂર્વે ઉગ્યો શુક્ર તણો સિતારો,[1] તેજસ્વી તે શોભિત શ્રેષ્ઠ સારો;
શું સૂર્યનો તે સરદાર આવ્યો, સંધિ કરાવા શુભ વિષ્ટિ લાવ્યો? ૨
પરોઢિયે શીતળ વાયુ વાય, તેથી પડે ટાઢ અને ધ્રુજાય;
કુરાજ્યમાં જેમ જનો ન જંપે, બીકે બધા લોકની કાય કંપે. ૩
પરોઢિયે ઝાકળ તો પડે છે, ભીનાં થયેલાં તરુ તે વડે છે;
જાણે નિશાસુંદરી છાંડી ધીર રોઈ ધરાવે નિજ નેણ નીર. ૪

---
૧. તારો

કૂકૂ સ્વરો કુકડા તો કરે છે, સર્વત્ર જેના સ્વર સંચરે છે;
જાણે રવિરાય પધારનારો, તેના છડીદાર તણા ઉચારો. ૫
વાજે રૂડાં ચોઘડિયાં નગારાં, જે લોકને નિત્ય જગાડનારાં;
જાણે નવા રાજ્યની ફોજ આવે, તેની ચડી નોબત આ બજાવે. ૬
ઘંટી તણા ઘોષ ઘણોક થાય, દાણા પડ્યા બે પડમાં દળાય;
આકાશ પૃથ્વી પડ બે પ્રમાણો, જીવો પડ્યા તેમ દળાય જાણો. ૭
મહીં વલોવે મહિયારી નારી, તજી બીજું માખણ લે ઉતારી;
તે જેમ સુજ્ઞો સુણી શાસ્ત્રબોધ, તજે બીજું સંઘરી સાર શોધ. ૮
સીમા ભણી શબ્દ કરે શિયાળ, કાને પડે ઘોષ ઘણા કરાળ;
જાણે નિશાની ચમૂને[1] જણાવે, નાસો હવે સૂર્યનું સૈન્ય આવે. ૯
વિચારથી પાઠ ઋષી કરે છે, જાણે રવિના જશ ઉચ્ચરે છે;
પ્રભાતિયાં ગાય સુભક્ત પ્રીતે, જાણે રવિના ગુણ ગાય ગીતે. ૧૦

### આથમતા તારા તથા ચંદ્ર

તારા શશી પશ્ચિમમાં સિધાવે, તે દેખીને એમ વિચાર આવે:
ધનાઢ્ય દેશો બહુ ત્યાં વસે છે, જોવા બધા દેવ ધીમે ધસે છે. ૧૧
જ્યાં મેષ ને જ્યાં શશ[2] બેલ[3] સંગ, તે રાયને જોર રહે ન અંગ;
શશાંકની એવી દશા બની છે, સ્વતંત્ર રાજ્યાસન વ્યર્થ ઇચ્છે. ૧૨
આ મેષ ને આ વૃષને વિલોકી રહ્યો દીસે મારગ સિંહ રોકી;
સ્વદેશિયો સંપ ચહે ન ચિત્તે, તે રાયનું રાજ્ય રહે શી રીતે? ૧૩
નિશાપતિ પશ્ચિમમાં નમ્યો છે, માથે હતો ત્યાં થકી તો ભમ્યો છે;
જાણે શશીની ચડતી કળા ગૈ, હવેથી તેની પડતી સ્થિતિ થૈ. ૧૪
સાતે ઋષિ ઉત્તરમાં ઝગે છે, જે સિંહની સાથ સદા ઊગે છે;
જાણે અનુષ્ઠાન મળ્યાની આશે જવા ઇચ્છે છે નિશિનાથ પાસે. ૧૫

---

૧. ચમૂ=ફોજ
૨. શશ=સસલું, ચંદ્રમાં જણાય છે તે. ૩. બેલ=વૃષભ રાશિ

અગસ્ત્ય તો દક્ષિણમાં દીસે છે, મિથુનની સાથે સદા વસે છે;
વઢેંચતાં ડાપું થઈ લડાઈ, જાણે ઋષિ સાથ પડી જુદાઈ. ૧૬

આ કર્ક–આકાર, જુઓ, કર્યો છે, આ સિંહ–આકાર તથા ધર્યો છે;
અનેક આકાર જણાય એમ, સંગ્રામમાં વ્યૂહ રચાય જેમ. ૧૭

ભૂમિ ભણી પૂર્ણ શશી સિધાવ્યો, વિતર્ક એથી કવિ–ઉર આવ્યો :
વૃદ્ધત્વ આવ્યું તરુણી નિશાને, નમાવિયું ભૂ ભણી મુખડાને. ૧૮

આદિત્ય–આભાસ વિશેષ થાય, શશાંક ઝાંખો પડતો જણાય;
બળિષ્ઠનો આગમ જાણી જેમ ઝાંખો પડે નિર્બળ ભૂપ તેમ. ૧૯

શશાંકનો છેક ઘટ્યો પ્રકાશ, કેવો દીસે પશ્ચિમ દિશ પાસ;
જાણે બજાવા ઘડી પૂર્ણ થાતે આકાશ ટાંગી ઘડિયાળ આ તે. ૨૦

અંધેર ટાળી ન શક્યો શશાંક, પડ્યો શશીને શિર એ જ વાંક,
તેનો રવિ દેવ તપાસ લીધો, જાણે શશીને પદભ્રષ્ટ કીધો. ૨૧

ભાનુ થકી ચંદ્ર પ્રકાશ લે છે, તેથી જ તે શીતળતા ધરે છે;
ભિક્ષાથી પામે અતિ રિદ્ધિ આપ, પડે ન તેનો જગમાં પ્રતાપ. ૨૨

જે તીવ્રતા તો તનમાં ન રાખે, સ્ત્રી–તુલ્ય તેનું મુખ લોક ભાખે;
રાખી શકે તે નહિ રાજ્ય કેરી, એમાં કહો, જોસ જુએ શું જોશી. ૨૩

જે રાજ્યમાં ચોરનું જોર ફાવે, તે રાજ્યમાં બીક વિશેષ આવે;
જે રાજ્યમાં હોય ઘણું અંધેર, તે રાયનું રાજ્ય તપે શી પેર ? ૨૪

રે ચંદ્ર, જો આ તુજ રાજ્ય થાતાં મનુષ્ય સૌ આળસમાં જણાતાં;
રાજ્યો તજી દેતી પ્રજા જણાઈ, તે રાજ્ય તો કેમ ટકે જ, ભાઈ ? ૨૫

સવાર થાતાં શશી અસ્ત પામ્યો, તે કોણ જાણે જઈ ક્યાં વિરામ્યો;
જાણે પડ્યો કાદવ કેમ-ચાળ, ખૂંચી ગયો અંદર એ જ કાળ. ૨૬

ઝાંખા પડી થાય અદર્શ તારા, આકાશમાં તે અતિ શોભનારા;
ને જેમ રાજા તજી જાય રાજ, નાસી છૂટે સૈન્ય તણો સમાજ. ૨૭

### ચંદ ને તારા

લડ્યા વિના જે તજી રાજ્ય નાઠો, દેખાવ દીધો અતિ છેક માઠો;
જરૂર જાને જગ જાણિયો છે, ક્ષત્રી નહિ તે, વિધુ વાણિયો છે. ૨૮
નીચી કરી મૂછ નમ્યો હરિ તે, દીધો તજી દેશ ગયો ડરી તે;
ધરે ન ક્ષત્રી તુજ નામ મંદ, વણિકને લાયક નામ "ચંદ." ૨૯
અરે તને શું કહું, સિંહરાશિ? તું સિંહ શેનો! મન જો તપાસી;
તારો ગયો સંગ સજી અભંગ, શોભે હવે તો તુજ નામ સંગ. ૩૦

### દોહરો

સિંહ નામ ક્ષત્રી હતા, લડતા અડર અભંગ;
સિંહ પુરુષ સ્વર્ગે ગયા, હવે રહ્યા સૌ સંગ. ૩૧.

### પ્રભાત

#### ઉપજાતિ છંદ

ઘણો કરે છે નિધિ ઘુઘવાટ, ગાજી રહ્યો છે બહુ સર્વ ઘાટ;
જાણે ગયું પુત્રનું રાજપાટ, ક્રોધે કરે ગર્જન એ જ માટ. ૩૨
પંખી મધુરા સ્વર ઊચરે છે, જુદી જુદી જાત અનેક જે છે;
જાણે થશે આજ નવીન રાય, ગાંધર્વ તેનાં ગુણગાન ગાય. ૩૩
જનો સ્તુતિ ઇશ્વરની કરે છે, માહાત્મ્ય તેનું મનમાં ધરે છે;
જાણે રવિનું શુભ રાજ્ય જાગે, પ્રભુ સમીપે સુખ એમ માગે. ૩૪
ઊંઘ્યા જનો ચંચળ અલ્પ દીસે, જાગ્યા ન અંગે, નહિ પાપ શીરે;
જાણે થતાં બે નૃપની લડાઈ લોકો તણી લક્ષ્મી ગઈ લુટાઈ. ૩૫.
રહે કુભાર્યા પતિ સાથ રૂઠી, પ્રભાતમાંથી લડતી જ ઊઠી;
સુરાજ્ય થાતાં પણ ઝંડખોર સુખે ન બેસે કરીને નઠોર. ૩૬
પતિવ્રતા કાળ પવિત્ર જાણી વદે પતિ આગળ પ્રેમવાણી;
સુરાજ્યનો જોગ રૂડો જડે છે, સુજાણ સંપી સુખ ભોગવે છે. ૩૭

શહેરમાં માર્ગ જળેં સિંચાય, જેથી પુરીમાં અરદી ન થાય;
જાણે રવિદૂત[1] તણી સવારી પધારશે જાણી પુરી સુધારી; ૩૮
રાતે રહેલા જન ચોકીદાર, તેમાં કરે નાયક ફેરફાર;
જાણે જૂના રાય તણા સિપાઈ વિદાય કીધા, નવી ફોજ ધાઈ. ૩૯
દેવાલયે ને વળી રાજદ્વારે વાજાં તણા ઘોષ થયા અપારે;
જાણે પ્રજાએ સુણીને વડાઈ સામા જવાની કરી છે સજાઈ. ૪૦
મૂક્યાં ઉઘાડાં પુર [2]દુર્ગદ્વાર, પ્રવાસિયો પંથ પળે અપાર;
છૂટે જીવોને જ્યહરાશ્રિવાસ, ફરે હરે જેમ કરે વિલાસ. ૪૧
પ્રવાસિયો જાય અનેક રસ્તે, પ્રવાહની પેર દીસે સમસ્તે;
જાણે રવિથી હિમ પીગળીને વહી નદીઓ બહુ નીકળીને. ૪૨
ઉતાવળો કોઈ વહે અગાડી, અગાડી જાનાર રહે પછાડી;
પૃથ્વી શનિ આગળ ચાલી જાય, તો જેમ તે વક્ર થયો જણાય. ૪૩
ઉતાવળો જે પથ પંથી ધાય, થાકી રહે ને મનમાં મૂંઝાય;
ઉતાવળો થાય હરેક કામે, તે જેમ તેમાં નહિ સિદ્ધિ પામે. ૪૪

### અરુણોદય

પ્રાચી દિશામાં નભ રક્ત દીસે, એ ઠામ શોભા ઊપજી અતિશે;
જાણે પ્રતાપી પરણે ભૂપાળ, આનંદનો આજ ઊડે ગુલાલ. ૪૫
આકાશ-રાતાશ વળી નિહાળી વદે કવિ વાણી વિતર્કવાળી:
આવે રવિસ્વારી વિશેષ ધાતી, એથી ઊડી આ અતિ ધૂળ રાતી. ૪૬
સાંધો ધરા ને નભનો જણાય, તૃષ્ણા તણો અંત તથા ગણાય;
પાસે દીસે પાર નહિ પમાય, જોવા જનારો જન તે ઠગાય. ૪૭
પડ્યું રવિનું [3]પ્રતિબિંબ તેજ, અજ્ઞાની જાણે રવિદેવ એ જ;
ખવાસનો જેમ દમાક દેખી નમે અજાણ્યા નૃપ એ જ લેખી. ૪૮

---

૧. કિરણોની ૨. દુર્ગ–કિલ્લો ૩. પ્રથમ સૂર્ય ઊગેલો દેખાય છે પણ તે ખરો સૂર્ય નથી; હવામાં સૂર્યનું પ્રતિબિંબ દેખાય છે.

આકાશ રાતો ઉદયાચળે છે, તથા હવામાં પ્રતિબિંબ જે છે,
જાણે રૂડી જાજમ છે બિછાવી, ઠરાવ્યું સિંહાસન એક લાવી ૪૯

નથી જણાતા પગ હાથ જેને, નામે કહે લોક અરુણ એને;
તે સૂર્ય કેરો શુભ સારથિ છે; પુરાણમાં એવી કથા કહી છે. ૫૦

આકાશમાં એમ ગતિ કરે છે, ગરુડનો બાંધવ તે ઠરે છે;
વિદ્વાનને થાય રમૂજ જાણી, જૂના કવિયે કહી છે કહાણી. ૫૧

## સૂર્યોદય

આવ્યો કૂદી ત્યાં રવિદેવ એમ, કૂદી ઊઠે કેસરીસિંહ જેમ;
તે બિંબમાં બિંબ સમાઈ જાય, આદર્શ[1] જોતાં છબી એક થાય. ૫૨

જ્યાં બિંબમાં સૂરજ આવી પેઠો, તે જેમ સિંહાસન ભૂપ બેઠો;
દસે દિશામાં કિરણો ચલાવ્યાં, સંગ્રામમાં લશ્કર શું સિધાવ્યાં? ૫૩

રંગે દીસે છે રવિદેવ રાતો, જાણે થયો છે વરી ક્રોધ તાતો;
અંધેર આ લોકનું ટાળવાને, આવ્યો પ્રતાપી નૃપ પાળવાને. ૫૪

જનો ઉચ્ચારે જયકાર વાણી, કરે પ્રણામો ઉર પ્રેમ આણી;
જાણે ગુરુને પ્રભુ-તુલ્ય જેમ, જાણે રવિને નિજ ઇષ્ટ એમ. ૫૫

મહી-રૂપી મૃન્મય[2] કોડિયું છે; દિવેલ જાણે જળ આ ભર્યું છે;
દીવાસળી લગ્ન[3]સરૂપી લાગી, જાણે રવિ દીપક જ્યોત જાગી. ૫૬

એ દુર્બિને સૂર્યનું બિંબ દીઠું, જાણે દીઠું તે બગડ્યું અંગીઠું,
કે તોપ-ગોળા ઉપરે ઘણેરા પાટા [4]વીંટેલા કિનખાબ કેરા? ૫૭

---

૧. દર્પણ

૨. મૃન્મય—માટીનું

૩. મેષ, વૃષભ વગેરે બાર લગ્ન છે તે-રૂપી દીવાસળી.

૪. દુર્બિનથી જોતાં સૂરજનું અંદરનું બિંબ કાણું જણાય છે. તેને ફરતાં સળગતાં વાદળાં ફરે છે તે કિનખાબ જેવાં દેખાય છે.

મહી થકી દ્વાદશ લક્ષ મોટો, તથાપિ દીસે રવિ છેક છોટો;
એ જાણીને એમ વિચાર આવે: મોટાઈ મોટા કદી ના જણાવે. ૫૮
છે મૈલ ભાનુ નવ [1]કોટી દૂર, તથાપિ તેનું અસરાય નૂર;
જેને પ્રભુ પૂર્ણ પ્રતાપ આપે તે રાવનું રાજ્ય વિશેષ વ્યાપે. ૫૯
પૃથ્વી થકી છે ત્રણ લાખ તોલ, તથાપિ દીસે લઘુ એક ગોળ;
વિદેશી રાજા તણું જેમ માન સુજાણ જાણે, જડને ન ભાન. ૬૦
રવિથી આડું પડ છે હવાનું, અદર્શ થોડા ક્ષણમાં થવાનું;
દેખાવ દેખી દિલમા ગમે છે, જાણે ભવાયો પડદે રમે છે. ૬૧
પ્રકાશ વેગે અતિ દોડી આવે, સેનાપતિ જેમ ચમૂ[2] ચલાવે;
મિનિટમાં મૈલ ઘણા કપાય, જે લાખ ને છાશી હજાર જાય. ૬૨

કિરણોદય

આવ્યો સવા આઠ મિનિટમાં તો પ્રકાશ પૃથ્વીપડ માંહિ ધાતો;
પીળો રૂડો રંગ દીધો ચડાવી, સુવર્ણથી જેમ મહી મઢાવી ૬૩
જો, છાપરે તો તડકો પડયો છે, સુવર્ણ રંગે ચિતમાં ચડયો છે;
જાણે સુરાજ્યે બહુ દ્રવ્ય એવાં દીસે ઘરોઘેર સુવર્ણ-નેવાં. ૬૪
હાંડી તણાં લોલક કિર્ણ-સંગે ભીંતે પડયાં ચિત્ર વિચિત્ર રંગે;
જાણે વિના વૃષ્ટિ કદી ન જાણ્યા એવા અહીં મેઘ અનેક તાણ્યા. ૬૫
વિલોકી ચિત્રો બહુ-રંગવાળાં, બીજા કહે ચિત્ર બહુ રૂપાળાં;
મર્મી જનો માર્મિક ભેદ લે છે, શાથી બન્યા તે સમજી શકે છે. ૬૬
કિર્ણે પડ્યાં રંગિન કાચ જેવે, ઘરો છવાયાં બહુ રંગ તેવે;
જાણે ઘરોમાં રવિદૂત આવી લીંપ્યા ઘરોમાં બહુ રંગ લાવી. ૬૭
જે ઓસના બિંદુ અનેક પત્રે પડ્યા હતા તે ન જણાય અત્રે;
પ્રખ્યાત છે ભાસ્કર હંસ પોતે, મોતી ચણી ભક્ષ કરી ગયો તે. ૬૮

---

૧. નવ કરોડ પંદર લાખ મૈલ
૨. ચમૂ-ફોજ

કિર્ણો વડે કોઈ છબી ઉતારે, તે કિર્ણના સન્મુખ યંત્ર ધારે;
એકાગ્ર ચિત્તે સુણનારથી જેમ ઠરે હ્રુદેમાં ગુરુજ્ઞાન તેમ. ૬૯

સોના સમો સૂર્યની કાંતિ ઝીલી વનસ્પતિ જાત વિશેષ ખીલી;
જે દેશમાં જેમ કમાઈ જાગે, પ્રજાજનો સર્વ પ્રસન્ન લાગે. ૭૦

પ્રતાપ જે ભાનુ તણો પડે છે, વનસ્પતિને પણ પુષ્ટિ દે છે;
બે'રાં લૂલાં ને વળી આંધળાંને પાળે ભલા જેમ જનો બધાંને. ૭૧

દેવાલયે શિખર હેમ કેરું, તેમાં રૂડું બિંબ દીસે ઘણેરું;
જાણે હીરો હેમ વિશે જડાયો, પ્રકાશ શોભે શશીથી સવાયો. ૭૨

ઉદ્યોત જ્યાં જ્યાં પ્રસર્યો અતિશે, ભૂંડી ભલી વસ્તુ સમસ્ત દીસે;
અબૂધમાં ભેદ છૂપો રખાય, બુદ્ધિ વધ્યે ભેદ બધા જણાય. ૭૩

રાતે બધું ભાસતું એક રંગે, જુદું દીઠું ભાનુ-પ્રભા-પ્રસંગે;
કુરીજ્યમાં પંડિત મૂર્ખ એક, સુરાજ્યમાં જેમ પડે વિવેક. ૭૪

રાતે ન જાતી જન દૂર દષ્ટિ, રવિ-પ્રભાથી બહુ સર્જી સૃષ્ટિ;
કુરાજ્યમાં જ્ઞાન તણો ઘટારો, સુરાજ્યમાં જેમ દીસે વધારો. ૭૫

ટાંકાં તથા ભૂતળ-ભોંયરાંમાં રહ્યું વિશેષે તમ[1] તે સમામાં;
જાણે ચૂપાચૂપ છુપાઈ ચોર સંતાઈ પેઠા બહુ બંડખોર. ૭૬

પડ્યો રવિથી પ્રતિકૂળ છાંયો, હરેક વસ્તુની પૂંઠે છુપાયો;
બળિષ્ઠથી નિર્બળ વેર રાખે, પૂંઠે બકે, સન્મુખ તો ન ભાખે. ૭૭

ગરીબ શ્રીમંત તણે નિવાસ પડ્યો રવિનો સરખો પ્રકાશ;
તે જેમ રૂડો ઇંનસાફી રાય સૌનો કરે છે સરખો જ ન્યાય. ૭૮

જાળીથી કિર્ણો ઘરમાં પડે છે, અણુ ઊડે તે નજરે ચડે છે;
શો માલ વાતાવરણે વસાવ્યો, તે ભેદનો શિક્ષક જેમ આવ્યો. ૭૯

દીસે પ્રભાની નળી એક-તંત્ર, જાણે ધર્યો સૂક્ષ્મદર્શ-યંત્ર;
પ્રકાશ કેવો પથરાય નીચો, જાણે બિછાવ્યો જરીનો ગલીચો. ૮૦

---

૧ તમ—અંધારું

પ્રભા પ્રભાનાથની પૂર્ણ જોઈ દીવા તણો પાડ પૂછે ન કોઈ;
હજારનો દાયક જો મળે છે, લગારનો દાયક વીસરે છે. ૮૧

વાંકાં વળીને રવિ-કિર્ણ આવે, કદી નહિ માર્ગ સીધે સિધાવે;
જે રાજ્યના દૂત રહે છકેલા, તે જેમ દીસે ન સીધા, વળેલા. ૮૨

જળાશયે ભાસ્કર-બિંબ જોઈ કરે કવિ તર્ક વિતર્ક કોઈ:
સૂબા મૂક્યા છે નૃપ મારતંડે[1] પોતા સમો વેશ ધરાવી પડે: ૮૩

સમુદ્રમાં સૂર્યનું બિંબ દીસે, એ તો વળી દિવ્ય દીસે અતિશે;
જાણે રૂડો ત્યાં રસિડેન્ડ રાખ્યો, પ્રકાશરૂપી પણ કાંપ[2] નાખ્યો. ૮૪

ગંગા વિશે સૂર્યનું બિંબ જોઈ, કહે વળી એમ કવીશ કોઈ:
જાણે બીજો ભાસ્કર દેહ ધાર્યો, ગંગાની જાત્રા કરવા પધાર્યો. ૮૫

જે દેવળો આ નજરે ન થાતાં, થતાં રવિતેજ થકી જણાતાં;
જાણે નઠારા અમલે પડાવ્યાં, સુરાજ્ય આવ્યે ફરીથી ચણાવ્યાં. ૮૬

રવિ તણાં કિર્ણ નિહાળી કોડે ખુશી થતાં સારસડાં સજોડે;
વેદી[3] વિશે જેમ ત્રિલોકી જોત પ્રમોદ પામે વર લાડી સોંત. ૮૭

કુમુદનીઓ કરમાઈ દીસે, વિકાસ પામ્યાં કમળો અતિશે;
દ્વેષી મુખો જેમ મલિન થાય, મિત્રો સુણી કીર્તિ ખુશી જણાય. ૮૮

ઉલૂકનાં[4] નેત્ર ગયાં મીંચાઈ, ભાળે નહિ ભાનુ તણી ભલાઈ;
તે જેમ રૂડા ગુણ સજ્જનોના, દેખે ન ડોળા કદી દુર્જનોના. ૮૯

રવિ કવિ જાકની જે ગણાય, રિઝાવનારાં ત્રણ તે જણાય;
જે મીંચી રાખે નિજ નેત્ર કાન, તેને રિઝાવા નહિ શક્તિમાન. ૯૦

જન-ક્રિયા

ખાવા હવા જાય જનો ઉમંગે, આરોગ્ય પામે અતિ આપ-અંગે;
વધે ન તેને નિજ અંગ વ્યાધિ, ખરેખરી ઔષધિ જેમ ખાધી. ૯૧

---

૧. સરજે ૨. ડેરપ-છાવણી ૩. વેદી-ચોરી ૪. ઘૂવડ

શિકારિયો જાય શિકાર માટે; ધોબી ધુએ છે જઈ વસ્ત્ર ધારે;
સ્વતંત્રતા પૂર્ણ મળી પ્રજાને: જેને ગમે તેમ કરે ક્રિયાને. ૯૨

સ્ત્રીઓ નવાણે જઈ ઘેર આવે, પાત્ર પ્રમાણે ભરી નીર લાવે;
તે જેમ શાસ્ત્રો સુણવા જઈ ને આવે યથાબુદ્ધિ ગુણો લઈને. ૯૩

અફીણિયા સૂર્ય ઊગ્યે ઊંઘે છે, તેમાં જ મોટું સુખ તે ગણે છે;
ઉજાણીમાં ભોજનકાળ જેમ રમે જઈ બાળક દૂર તેમ. ૯૪

વિચિત્ર વાજાં બહુ પેર વાગે, અફીણિયા ઊંઘ તજી ન જાગે;
જાણે સૂતા છે ઘડકર્ણ જેવા, તેને જગાડે કરી શબ્દ એવા. ૯૫

શૂરા જનો શસ્ત્ર ધરી ફરે છે, ધનુઃકળાની કૃતિયો કરે છે;
જાણે રવિરાય કરે નિરીક્ષા, આપે શૂરા શૌર્યકળા-પરીક્ષા. ૯૬

પોશાક સૌએ તન સ્વચ્છ ધારી રાત્રી તણા વેશ મૂક્યા ઉતારી;
જાણે નવા રાયનું રાજ્ય જામ્યું, સૌ વિશ્વ સારો શિરપાવ પામ્યું. ૯૭

જુદા જુદા વેશ જુદી જ વાણી, જુદી ક્રિયા સૌ જનની જણાવી;
જાણે નિશાનો પડદો ઉઘાડયો, આ વિશ્વમાં નાટક ખેલ માંડયો. ૯૮

નિશા પડયે લોક સૂવાનું સૂઝે, સવાર થૈ ત્યાં શુભ કામ સૂઝે;
કુરાજ્યમાં આળસ કાળ-યોગ્ય, સુરાજ્યમાં લોક સજે ઉદ્યોગ. ૯૯

લ બાગમાંથી ફળ વીણી માળી તે ઝાડનાં સંકટ દૂર ટાળી;
પ્રજાથી રાજા કર જેમ લે છે, પ્રજા તણું રક્ષણ તે કરે છે. ૧૦૦

નિશાળિયા જાય, જુઓ, નિશાળે પોથી તથા પાટી લઈ વિશાળે;
જાણે જનોઈ ધરીને ઊઠેલા કાશી જવાને બટુ બનેલા. ૧૦૧

આરોગ્યશાળા ઊઘડી નિશાળો, દેરે જતો ભાવિક-સાથ ભાળ્યો;
તે જેમ ધર્મી ધરણીશ ચાતાં દીસે સ્થપાતાં બહુ ધર્મખાતાં. ૧૦૨

વાસીદું વાળી ઘર સ્વચ્છ કીધાં, તથા મળી વાસણ માંજી લીધાં;
જાણે ભલા ભૂપનું રાજ્ય ભાળી દીસે ઘરોઘેર કરી દિવાળી. ૧૦૩

ઉદ્યોગનાં શસ્ત્ર જનો સજે છે, જો, ઊંઘ ને આળસ તે તજે છે;
ઉદ્યોગી દીસે જન ઠામ–ઠામે, તે રાજ્ય તો પૂર્ણ પ્રતાપ પામે. ૧૦૪
ઘોડા અને ગાડી ઘણી ફરે છે, શોભા નિહાળી નજરો ઠરે છે;
જાણે રૂડું રાજ્ય થયું હવે છે, સુખે પ્રજા વૈભવ ભોગવે છે. ૧૦૫

નદીનો દેખાવ

નદી તણાં નીર ધીમે વહે છે, ગતિ વિશે ગંભીરતા રહે છે;
તે જેમ મોટા જનને નિહાળી લજાતી ચાલે સતી લાજવાળી. ૧૦૬
નદી–કિનારે બગ જે રહે છે, ધ્યાની બનીને મછને ગ્રહે છે;
જાણે મળી ધર્મ ધર્યાની છૂટી, ફાવ્યું ઠગોને ઠગી ખાય ફૂટી. ૧૦૭
નદી વિશે લોક અનેક ન્હૈને ભણી સ્તુતિ ના'ય નિમગ્ન થૈને;
જાણે સમાચાર 'સમુદ્રજીને કહાવવા કાંઈ કહે નદીને. ૧૦૮
પેખી પ્રભાનાથ પ્રભાત–કાળે નાહી સ્રિયો ચંદ્ર કરે કપાળે;
જાણે શશી ભીત ભયે થયો છે, નાસી સ્રિયોને શરણે ગયો છે. ૧૦૯
પૂજા કરે કોઈ નદીની કોડે, લલાટમાં અક્ષત વિપ્ર ચોડે;
જાણે શશીને તન પીડ આવી, માટે દયા લાવી દવા લગાવી; ૧૧૦
કામિનિયોને શિર કેશ કાળા ઢાંકી ધર્યો તોય દીસે રૂપાળા;
સૂઝો નિશાનો દઢ અંધકાર, જાણે છુપાવ્યો કરવા ઉગાર. ૧૧૧
શૃંગાર શ્રીમંત સ્રિયો ધરે છે, જેમાં હીરા–કાંતિ અતિ કરે છે;
જાણે હતા જે શશી–સૈન્ય તારા, રહ્યા સ્રિયોને શરણે બિચારા. ૧૧૨

ધર્મક્રિયા

કરે જનો સૌ નિજ ધર્મધ્યાન, કોઇ સુણે છે નિજ શાસ્ત્રજ્ઞાન;
જાણે દીધી છૂટ નૃપે દયાળે, નિર્ભયપણે સૌ નિજ ધર્મ પાળે. ૧૧૩
સંધ્યા તણા બ્રાહ્મણ શબ્દ ભાખે, ભાનુ ભણી અક્ષત પુષ્પ નાખે;
જાણે સુરાજા પર પ્રેમ આવ્યે આશિષ આપી વિધિયે વધાવે. ૧૧૪

દ્વિજો કરે પાવક-કુંડ હોમ, ચડયો વધીને બહુ ધૂમ વ્યોમ;
રિઝાવવા ભૂપતિ ભાનુ જેવો, જાણે રચ્યો આતસ ખેલ એવો. ૧૧૫
પામી રૂડો ભાસ્કરનો પ્રતાપ ધર્મી કરે ધર્મ, અધર્મી પાપ;
સુકાર્ય માટે પ્રભુ બુદ્ધિ દે છે, સ્વેચ્છા પ્રમાણે જન વાપરે છે. ૧૧૬

તડકા વિશે

પડચે દિને તો વધી જાય છાંયો, ચડચે દિને તે ઘટતો જણાયો;
વધે કુબુદ્ધિ પડતી દશામાં, ઘટે કુબુદ્ધિ ચડતી કળામાં. ૧૧૭
જો સૂર્યની સ્થિતિ તપાસવાને જોશી ભરે છે નિજ છાંયડાને;
સામાની શક્તિ તણું માપ લેવા પોતાની માપે જન સુજ્ઞ જેવા. ૧૧૮
જો, હિમથી બર્ફ વિશેષ જામ્યો તે પીગળીને જળરૂપ પામ્યો;
કુસંગથી થાય રુદે કઠોર, તે પીગળે જેમ સુબોધ-જોર. ૧૧૯
ભાનુ-પ્રભા જેમ વિશેષ જામે પારો ઘણી ઉન્નતિ એમ પામે;
સુરાજ્યની જેમ કળા વધે છે, ઊંચે દરજ્જે સુજનો ચડે છે. ૧૨૦
પ્રતાપ જ્યાં ભાનુ તણો પડે છે, જે નીર છે શીતળ તે તપે છે;
તે જેમ કોઈ જુલમી જણાય, શીળો સ્વભાવે પણ તપ્ત થાય. ૧૨૧
ચૂસે રવિ નીર નિજ પ્રતાપે, વર્ષા-સમે પુષ્કળ એ જ આપે;
તે જેમ રાજા કર રોજ લે છે, પ્રસંગ આવ્યે ધન યોગ્ય દે છે. ૧૨૨
જો આગ-ચશ્મે રવિ-રશ્મિ જાય તો આગ તેથી પ્રકટી જણાય;
પેખી ઘણો સજ્જનનો પ્રતાપ દેખી તપે છે દિલ જેમ આપ. ૧૨૩
રવિ તણું તેજ પડે અલેખે, ચશ્મા વિના વૃદ્ધ જનો ન દેખે;
તે જેમ લોકો નજરે નિહાળે, ભૂપાળ તો મિત્ર વડે જ ભાળે. ૧૨૪
જો સૂર્ય આડો નિશિનાથ થાય, કેવો રવિ તે તકમાં જણાય ?
જાણે રૂપા-ત્રાંસળી સોની લાવ્યો, ગલેફ કાળો કરીને ચડાવ્યો. ૧૨૫
જો સૂર્ય-મધ્યે ગ્રહ શુક્ર આવે તો દુર્બિને રીત જુદી જણાવે;
નરણી ચાંદી તણી એક એ છે, તેમાં વળી આ ભમરો ભમે છે. ૧૨૬

ઢંકાય જ્યારે રવિ વાદળાંથી ત્યારે દીસે રીત જુદી જ, ત્યાંની;
ખેલાડી શું રંગભૂમિ અડચો છે? પછીથી જાણે પડદો પડ્યો છે! ૧૨૭

ફૂલ્યાં બહુ ફૂલ બપોરિયાનાં રાતાં રૂડાં સૂર્ય તણા સમાનાં;
પ્રવાળનાં પુષ્પ નવાં બનાવી કારીગરે કોઈ કળા બતાવી. ૧૨૮

નાણાવટી નાણું ઘણું વટાવે, જ્યાં જોઈયે ત્યાં ધન દૃષ્ટિ આવે.
કુરાજ્યમાં ગુપ્ત અવેજ કીધો તેનો સુરાજ્યે વધુ લાભ લીધો. ૧૨૯

### સમાપ્તિ વિશે

'દિનેશનું લાયક રાજ્ય લાગે, માટે પ્રભુ આગળ લોક માગે :
અહો પ્રભુ, હર્ષ પૂરો પમાડો, રહો બધાનો ચડતો દહાડો. ૧૩૦

દા'ડો ચડો આશિષ એમ દે છે; રાત્રી થવાનું ન કદી કહે છે;
સુરાજને સર્વ જનો ચહાય, કુરાજનું નામ લીધે દુખાય. ૧૩૧

જે રાજમાં જ્ઞાન વિશેષ વાધ્યું, તે રાજમાં ઉત્તમ કાજ સાધ્યું;
ઓ વિશ્વકર્તા, વરદાન દેજો; આવું રૂડું રાજ સદા રહેજો. ૧૩૨

રાજા પ્રજા સર્વ સુખી રહેજો; લાખો તણો લાભ અલભ્ય લેજો;
કરે પ્રભો વાંછિત પૂર્ણ કામ; આશિષ દે છે દલપત્તરામ. ૧૩૩

## ૧૦. સાયંકાળનું વર્ણન

### નમતો સૂરજ

ઉપજાતિ વૃત્ત

સુણો હવે સજ્જન, રૂડી રીતે પ્રદોષનું વર્ણન પૂર્ણ પ્રીતે;
ઊગે ચડે ને રવિ અસ્ત થાય, એવી સ્થિતિ આ જગની જણાય. ૧

ઊંચી દશા દેખી છકી ન જાવું, નીચી દશા દેખી નહિ મૂંઝાવું;
આ વિશ્વ છે ચિત્રવિચિત્ર એવું, રાખે પ્રભુ તેમ ખુશીથી રે'વું. ૨

આદિત્ય અસ્તાચળ દિશ-ચાલ્યો, પ્રતાપ તેનો પડતો નિહાળ્યો;
નરેશ પોતે તજી દેશ નાસે તો જેમ તેનું તુચ્છ તેજ ભાસે. ૩

પાંચે ટકોરા ઘડિયાળ દે છે, જાણે જનોને સમરવા કહે છે:
સારું કમાવા ધરી સારી કાયા પંજો તપાસો, શુભ શું કમાયા. ૪

ઉદ્યોગી તો સૂર્ય જવા ન ઇચ્છે; જે આળસુ તે ઊલટું જ પ્રોછે;
સુરાજ જાતાં સુજનો ન રાજી, રાજી દીસે જેમ પ્રપંચી પાજી. ૫.

પ્રભાકરે તીવ્રપણું તજ્યું છે; સમો ભલું શાંતપણું સજ્યું છે;
તે જેમ જ્યાં જોબન-જોર જાય, વૃદ્ધત્વમાં શાંતપણું સજાય. ૬.

ફરે હરે છે સુખ પામી પ્રાણી, મટ્યો રવિનો બહુ તાપ જાણી;
તે જેમ રાજા શુભ દૃષ્ટિ ધારે, સુખે કરે ઉદ્યમ સર્વ ત્યારે. ૭

ધીમે ધીમે જે વધનાર છાંયો, ઉતાવળો તે વધતો જણાયો;
તે જેમ જેને શિર વ્યાજ છોટું, પછી વધીને ઝટ થાય મોટું. ૮.

પાણી પીવાને ઘણુ ઢોર કેરાં નદી તળાવે વિચરે ઘણેરાં;
ઉદાર શ્રીમંતનું સદ્મ ધારી જથે જથે જેમ જતાં ભિખારી. ૯

જ્યાં તે સમે પર્વત-શીશ પેખું, સોનેરી રંગે રવિ-તેજ દેખું;
જાણે વડા-દેવળ-શીશવાળું સોનાનું ઈંડું ચળકે રૂપાળું. ૧૦.

સિપાઇયો વ્યૂહકળા કરે છે; મેદાનમાં સૌ મળીને ફરે છે;
જાણે થવાને રવિના સહાઇ શસ્ત્રો સજીને મળિયા સિપાઇ. ૧૧

શાણા કરે શ્રાવક લોકવાળુ, દેખાય છે જે દિલના દયાળુ;
તે જેમ રાજા-શિર શત્રુ વાધ્યે સ્વાર્થી પ્રધાનો નિજ અર્થ સાધે. ૧૨

નિશાળિયા જાય નિશાળ છોડી; ભણે ભણાવે નહિ જીવ જોડી;
જવાથી ઉત્તેજન આપનારો વિદ્યા તણો જેમ નહિ વધારો. ૧૩

### વનનો દેખાવ

આયો ચરી ગામ ભણી વળે છે, જુદી પડેલી સમૂહે મળે છે;
ઘણી નદીઓ મળી એક રાહ જાણે થયો જાહ્નવીનો પ્રવાહ. ૧૪

ગોવાળ ગાયો ધણ ઘેરી લાવ્યો, બાળી ભલો સૌ જન ચિત્ત ભાવ્યો;
ભાગીરથે જેમ ધરી ઉમંગ કૈલાસથી આણી પવિત્ર ગંગ. ૧૫
ગાયો તણા વેગથી ખૂબ એહ ઊંચી ચડી ઊડી જણાય જેહ;
ઉચારવા દુ:ખ વિચાર લાવી જાણે ધરિત્રી સ્વરગે સિધાવી. ૧૬
ગોવાળિયા વાંસળિયો બજાવે, સુણી ભલા સૌ જન ચિત્ત ભાવે;
જાણે ચડ્યો છે ઘન એમ જાણી વદે મધુરે સ્વર મોર વાણી. ૧૭
ઊંચે સ્વરે ગોપ દુહા ઉચારે, પરસ્પરે વાદ કરી પ્રચારે;
તે જેમ મલ્લો લડતા અખાડે પ્રચારતા બે બહુ બૂમ પાડે. ૧૮
અજા તણાં વૃંદ દીઠાં પછી બે, બધાં ઉચારે મુખ શબ્દ બે બે;
જાણે યશો ભાવિક તે ભણે છે, અંતે જીવોની ગતિ ઠામ બે છે. ૧૯
ગોવાળિયે ડાંગ ખભે ધરી છે, એ ઉપમા તો કવિ કોઈ પ્રીછે :
જાણે કપિએ પુછ ઊંચું કીધું, કૂદી જવાને દિલ કાંઈ દીધું. ૨૦
ગાયો કરે છે પુરમાં પ્રવેશ, છૂટી પડી વેગ કરી વિશેષ;
સહસ ધારો થઈ જેમ ગંગ કરે જઈ સાગરનો પ્રસંગ. ૨૧
એહુ જનો ખેતરથી વળે છે, ત્યાં આખલા આગળ ઊછળે છે;
તે જેમ સૌનાં સુખ દુઃખ ટાળે ઉન્મત્ત તો ચિત્ત કશું ન આણે. ૨૨
ખરા ચડાવી પગ ચાલનારા, ભલા ધર્યાં છે શિર ઘાસ–ભારા;
કેવા દીસે સંચરતાં સહુ તે, જાણે ધર્યાં પર્વત રામદૂતે. ૨૩
દંતાળી ખાંધે ધરી એહુ કોઈ, કવિ કરે તર્કવિતર્ક જોઈ:
ધરા-રૂપી સ્ત્રી તણી કાંસકી છે, જાણે કૃષીકારકને જડી છે. ૨૪
કોઈ કને દાતરડું દીસે છે વાંકું વળેલું, વળી શ્યામ તે છે;
જાણે ગરુડે લઈ વ્યાળબાળ અહીં જ રાખ્યું ગણી પુણ્ય કાળ. ૨૫

**આથમતો સૂર્ય**

જુઓ જુઓ, આ રવિ દિવ્ય–કાય ભૂમિ ભણી તે નમતો જણાય;
જાણે ચડેલો અમરાપુરીમાં પતંગ દીસે પડતો મહીમાં. ૨૬

અરે જુઓ વિશ્વ અનુભવીને, પૂજે જનો સૌ ઊગતા રવિને;
આવી પડે અસ્ત થવાનું જ્યારે, કોઈ ન છાંટે લઈ કંકુ ત્યારે. ૨૭

દિનેશ ડૂબ્યો, પ્રતિબિંબ દીસે, આશ્ચર્ય જોતાં ઊપજે અતિશે:
જાણે રિપુને છળવા વિચાર્યું, ભાનુ-ભૂપે કૃત્રિમ રૂપ ધાર્યું. ૨૮

પછી થયું તે પ્રતિબિંબ અસ્ત, જાણે રવિ-સૈન્ય થયું સમસ્ત;
તથાપિ તેનાં કિરણો પ્રકાશે, પ્રતાપીનો જેમ પ્રતાપ ભાસે. ૨૯

ઉદે ચઢીને રવિ અસ્ત થાય, આયુષ આ વિશ્વ તણું હરાય;
એ જેમ ભૂપાળનું રાજ્ય ભાગ્યે પ્રજાજનોને નુકસાન લાગે. ૩૦

આદિત્યને આમ જણાય રાતો, જોતાં દીસે જ્યાં રવિ અસ્ત થાતો;
સંગ્રામભૂમિ રુધિરેથી રાતી, તે હોય શું રાજ્ય જતાં જણાતી? ૩૧

અસ્તાચળે રંગ જણાય રાતો, એનું હશે કારણ એક કાંતો,
સાંધો નિશાવાસરનો કરાવા તાપે ધરેલી થીગડી તપાવા. ૩૨

રવિ કને વૃશ્ચિક રાશિ આવી.[1] તથાપિ તે મસ્તક લે હરાવી;
જનોક્તિને કોણ જૂઠી ઠરાવે? અનેક દુઃખો દુખ મધ્ય આવે. ૩૩

ઉદ્યોગિયે ઉદ્યમ છોડી દીધા, પ્રવાસિયોએ પણ વાસ કીધા;
જો યંત્રનું એંજન શાંત થાય તો જેમ ચક્રો સ્થિર થંભી જાય. ૩૪

ન્યાયાધીશે ન્યાયસભા ઉઠાવી, કરે ન કોઈ ફરિયાદ આવી;
તે જેમ લોકો લડીને મરાય, કુરાજ્યમાં કોઈ કરે ન ન્યાય. ૩૫

આવી ઊડીને મળી પંખી ટોળે ઝાડે બિરાજી બહુ શબ્દ બોલે.
જાણે મળી ફોજ ઉપાય ધારે, વિચાર સૌ અંતરના ઉચારે. ૩૬

સંધ્યા તણું વંદન વિપ્ર ભાખે, આકાશમાં અંજળિ નીર નાંખે;
જાણે પિતા સદ્ગતિ સંભરે છે, દર્ભાંજળિયો પ્રિય પુત્ર દે છે. ૩૭

પઢે નિમાજો જન જે નિમાજી, કહી બતાવે રૂઢિ જેમ કાજી;
રવિ હશે ક્યાં ઉર એમ ભાસે, ઊંચા નીચા થૈ સ્થળ તે તપાસે. ૩૮

૧ કાર્તિક મહિનામાં

### સમુદ્ર-કાંઠો

સિંધુ કરે છે બહુ ઘુઘવાટ, તરંગ આવી અથડાય ઘાટ;
જાણે જવાને રણશૂર ત્રાડે, પૃથ્વી વિશે હાથ પૂરા પછાડે. ૩૯
ઘણાં ફરે ત્યાં તટ ગાડી ઘોડાં, શોખી જનોનાં વિચરે સજોડાં;
જાણે જવા મંડપ માર્ગ ઝાલ્યો, 'વિવા' વિશે સાજન-સાથ ચાલ્યો. ૪૦
સાહેબનાં બાળક જે કનિષ્ઠ તે તેડી દાસી વિચરે વરિષ્ઠ;
તે જેમ કરવા કણબીની નારી વરાવવા જાય શિશુ શૃંગારી. ૪૧
સાહેબ ને મહૂમ સિંધુ-તીર, ફરે ઘણાક ઉમદા અમીર;
જાણે ઘણી ભૂમિ પવિત્ર એવી, સ્વર્ગેથી આવ્યાં બહુ દેવ દેવી. ૪૨

### અંધારું

રવિ તણું તેજ છતે છુપાયું, અંધારું પૃથ્વીપડમાં છવાયું;
તે જેમ જ્યારે શુભ રાજ્ય જાય, અંધેર જ્યાં ત્યાં નજરે જણાય. ૪૩
રવિ રહ્યો નાટક-ખેલ છાનો, હવે દીસે છે શશી આવવાનો;
આ અંધકાર પ્રસરી અડયો છે, શું રંગભૂમિ પડદો પડયો છે? ૪૪
કેવું દીસે છે! વળી અંધકાર ચોફેર જોઈ ચિતમાં વિચાર :
વહી જતાં રાજ્ય દિનેશવાળું ધર્યું ધરાએ પટકુળ કાળું. ૪૫
નાના વડા પર્વત જે જણાતા, હવે નથી તે નજરે જ થાતા;
તે જેમ જ્યારે પરરાજ્ય ફાવે, ઉદાર કોઈ નજરે ન આવે. ૪૬
જોગી જનો પર્વતમાં વસે છે, તેઓ તણી તાપણિયો દીસે છે;
જાણે નથી મેઘ તથાપિ આજે અકાશ મધ્યે વીજળી બિરાજે. ૪૭

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત

સંધ્યાકાળ-સમે રમૂજ સરખો શું વર્ણવું વાણિયે!
ખાસો ખૂબ ખગોળ ગોળ અરીસો જેવો, જુઓ, જાણિયે.
રાતો રંગ સળંગ કોર ઉપરે, શું હીંગળો એ હશે?
છાયા છે વિક્ટોરિયા-વદનની કે ચંદ્ર વચ્ચે વસે? ૪૮

ઉપજાતિ વૃત્ત

ઉદ્યોત ખદ્યોત તણા જણાય, ઘણાં સ્થળોમાં ચળકાટ થાય;
તે જેમ જ્યાં કોઈ ન પૂછનાર ત્યાં નામધારી કવિ હાર-હાર. ૪૯

શિયાળિયાં સીમ વિશે ફરે છે, ઉચ્ચાર ઊંચે સ્વર ઊચરે છે;
જાણે નવો જે નૃપ આવનારો, બોલે સમીપે બહુ ચોપદારો. ૫૦

જો, ઘંટ કેરા ખટ ઘોષ થાય, જાણે જનોને શીખવે ઉપાય;
કહે, જવા દો નહિ કાળ ફોક; કરો કરો રે ખટકર્મ લોક. ૫૧

દોહરા

પરમેશ્વરની પ્રાર્થના, દીન જનોને દાન,
પસ્તાવો કર પાપનો, ગુરુ જનથી લે જ્ઞાન, ૫૨
સદાચરણ આચર સદા મનમાં સમજી મર્મ,
પરમેશ્વર પર પ્રેમ કર, તે કહિયે ખટકર્મ. ૫૩

ઉપજાતિ વૃત્ત

અંધેર જ્યાં ત્યાં અતિશે છવાયું. તે આંખ અંતર્પટથી છવાયું:
જનો જઈ સૌ ઘર માંહિ બેઠા, કારાગૃહે જેમ પુરાઈ પેઠા. ૫૪
જેમાં ધરેલાં ધનધાન્ય લાવી, તે પેટી કોઠી નજરે ન આવી;
સંતાઈને શું ઘર મધ્ય પેઠા, દેવાળિયા તે જની જેમ બેઠા! ૫૫

દીવા-સમય

સ્ત્રિયો દીવાની દીવટયો કરે છે, હાથેજિયો બે વચમાં ધરે છે;
જાણે દીનાનાથ ફરે વસે છે, પણે કુબે હાથ સતી પસે છે. ૫૬
ગુણીજનો દીપક રાગ ગાય, દીવા થયેલા દિલમાં જણાય:
જાણે પણા પંટરવાગ[1]ભારે આવ્યા મૂયો[2] માધુર દબ્દ રવારે. ૫૭

૧. પંટરવાગ એટલે વિપરીતું વાજું
૨. મૂયો-વિચારથી દરશો

જનો ઘરોઘેર દીવા ઉજાળે, અંધારું તેના ઘરનું જ ટાળે;
રાજા જતાં જેમ પુરી-નિવાસી સૌ પોતપોતાનું રહે તપાસી. ૫૮

હીંચે, જુઓ, આ શુભ કાચ-હાંડી, તેમાં દીસે દીપક-જ્યોત માંડી,
જાણે વસ્યો ગર્ભ પૂરો પ્રતાપી, રહ્યું જનેતા-તન-તેજ વ્યાપી. ૫૯

જ્યાં આયના ગોઠવિયા અતિશે, ત્યાં એકના દીપ અનેક દીસે;
ત્રિલોકનો નાયક એક રામ ઠરી રહ્યો જેમ અનેક ઠામ. ૬૦

વસંતતિલકા વૃત્ત

આ કાચની અચળ દીપક-યુક્ત હાંડી
છે ભાગ્યશાળી-જન-મંદિર-મધ્ય માંડી
કે હીંચકે અધર કૌશલનાથ-નારી
તેજસ્વી ગર્ભ તનમાં શિર છત્ર ધારી. ૬૧

ઉપજાતિ વૃત્ત

સાંજે ઘરોઘેર ધરાય ધૂપ, સુગંધ એથી ઊપજે અનુપ;
જાણે જતાં ન્યાયિક ધર્મી ભૂપ સુવાસના તો રહી કીર્તિરૂપ. ૬૨

વાડા વિશે જો બકરાં પુરાયાં, બાંધ્યા વિના બંધનમાં રખાયાં;
ગરીબને જેમ ગુના વિનાનું કુરાજ્યમાં કેદ વિશે જવાનું. ૬૩

આકાશ-દીવો જન જે ધરે છે, જોવા જનો મારગમાં ફરે છે;
તારા નિહાળી હરખે ન લેશ, નવાઈથી લોક ખુશી વિશેષ. ૬૪

ગાયો-ભેંસો બંધન બાંધી દીધાં, દોહી વળી દૂધ વિશેષ લીધાં;
જાણે રવિની બહુ કિંકરીને લૂંટી લીધી બંધનમાં ધરીને. ૬૫

ગોવાળણી ગાય, જુઓ, દુહે છે, દોણી ભરી ઉજ્જવળ દૂધ લે છે;
તે જેમ જ્ઞાની જન ગ્રંથમાંથી સારાંશ લે યોગ્ય જણાય ત્યાંથી. ૬૬

નદી તળાવે પણ નીર માટે જતા ન દીસે જન કોઈ ઘાટે;
જાણે ગયો સંશય ઉરમાંથી, કુરાજ્યમાં કોઈ ઉદાર ક્યાંથી ! ૬૭

ધુએ નહિ, કોઈ કરે ન સ્નાન, ખેતી કરીને પકવે ન ધાન;
ઉદ્યોગથી સૌ અળગા રહ્યા છે, શું ઠૂંઠિયા લોક સહુ થયા છે? ૬૮
બેઠા તજી સૌ જન લેણદેણ; કોને કહે કોઈ સુણે ન વેણ;
જોયું નહિ હોય કુરાજ્ય જેણે, તો જોઈ લેવો નિશિકાળ તેણે. ૬૯
દેવાશ્રયે દીપકમાળ દીપે, શોભા બની દેવ–છબી–સમીપે;
જાણે બીજા દેહ નવા ધરાવ્યા, તારા ઘણા દર્શન કાજ આવ્યા. ૭૦
રાહુ શશીની કરનાર હાનિ, ડર્યા દિલે સૌ સુર એમ માની :
આવી મહીમાં સુરલોક શાળા કે આ રચી છે રૂડી દીપમાળા ? ૭૧

## ધર્મક્રિયા

જ્યાં દેવનાં દેવળ, ઘંટ વાજે, તથા નગારાં ઘડિયાળ ગાજે;
ચેતાવવા લોક સમે પ્રસંગી જાણે બજાવ્યાં બહુ વાદ્ય જંગી. ૭૨
જનો પ્રભુપ્રાર્થન જે કરે છે, ઊંચે સ્વરે આરતી ઉચ્ચરે છે;
જાણે મહાસંકટકાળ જાણી વદે મુખે ઈશ્વરભક્તિ-વાણી. ૭૩
સૌ આપના શાસ્ત્ર કહ્યા પ્રમાણે કરે ક્રિયા કર્મની એ જ ટાણે;
જાણે ઊઠેલો બળવો સમાવા પ્રજા મચી છે પ્રભુને રિઝાવા. ૭૪
હોમે, જુઓ, આહુતિ અગ્નિહોત્રી, ગણાય છે જે ઋષિ આર્ક-ગોત્રી;
જાણે રવિનું ફરી રાજ્ય વાધે, એવા વિચારે અભિચાર સાધે. ૭૫
જૈની મળ્યા શેઠ સમાગ સારુ અપાસરામાં કરીને અંધારું;
જાણે લુટારા તણું જાણી જોર સંતાઈ પેઠા કરી અંધઘોર. ૭૬
ગંગા તણું પૂજન ભક્તિ થાય, ગુલાલ ને ફૂલ ઘણાં ધરાય;
સેંથો પૂરીને શિર ફૂલ ઘાલી જાણે સતી સાગર સામી ચાલી. ૭૭
નદે પ્રવાહે શુભ દીપમાળા, દીવા દીસે છે અતિશે રૂપાળા,
જાણે થઈ સજ્જ સમુદ્ર–નારી ઉરે મણિ–માણિક–માળ ધારી. ૭૮
પ્રદોષ-પૂજા કરી પુષ્પ ધારે, પુષ્પાંજલિ–પાઠ દ્વિજો ઉચારે;
જાણે પ્રજાની કરીને અપીલો લડે વડી કોરટમાં વકીલો. ૭૯

### તારામંડળ

આકાશ ઊગ્યા અગણિત તારા, થોડા ઘણા કોઈ પ્રકાશનારા;
ભૂપાળ મોટા તણું રાજ્ય ભાગ્યે અનેક નાના નૃપ જેમ જાગે. ૮૦

જો દૂર દૃષ્ટિ કરીને નિહાળું, ગ્રહો વિશે ભાનુપ્રકાશ ભાળું;
તે જેમ રાજા બધું ખોઈ નાંખે, થોડાં ઘણાં ગામ સ્વહસ્ત રાખે. ૮૧

જુઓ, વળી મંગળ રંગ રાતે જણાય અંગાર–સમાન જાતે;
જાણે શશી સૈન્ય વિશે ખપ્યો છે, તેથી ઘણો ક્રોધ કરી તપ્યો છે. ૮૨

શનિ બિચારો અતિ મંદ ચાલે, ડરી ડરી મારગ દૂર ઝાલે;
દુર્બિનથી તેની છબી જણાય, કિલ્લો રચી જેમ રહેલ રાય. ૮૩

તારા દીસે છે છબિવંત છૂટા, સાડી વિશે શોભિત જેમ બૂટા;
શશી તણાં મંડળ ત્યાં બિરાજે, સાડી વિશે શું ભલીભાત છાજે? ૮૪

આ ઉત્તરે છે ધ્રુવ એક તારો, તે તો તજી સ્થાન નહિ જનારો;
બને નિશા વાસર સુદ્ધ ખાસો, જાણે રહી સ્થિર જુએ તમાસો. ૮૫

આકાશગંગા નભમાં જણાય, યથાર્થ તે વર્ણવી કેમ જાય ?
ભાગીરથી ભૂતળમાં વહે છે, જાણે અહીંનું પ્રતિબિંબ એ છે. ૮૬

સરોવરોમાં પ્રતિબિંબ તારા જોતાં સુશોભિત જણાય સારા;
મોતી ગણીને મુખ–મધ્ય લેવા જતા, જુઓ, હંસ ઠગાય કેવા ! ૮૭

આકાશનો ભાસ જળે જણાયો, શોભી રહ્યો તે નભથી સવાયો;
ખગોળ–વિદ્યારથિયે વિચાર્યો ખગોળનો શું નકશો ઉતાર્યો ? ૮૮

### મનહર છંદ

તારા અશ્વિની[૧]ના ત્રેણ, ત્રેણ તારા ભરણી[૨]ના,
કૃત્તિકા[૩]ના છ છે, પાંચ રોહિણી[૪] વખાણિયે;
ત્રેણ મૃગશિર[૫] તણા, આર્દ્રા[૬]નો એક એવો,
પુનર્વસુ[૭] ચાર, ત્રેણ પુષ્ય[૮]ના પ્રમાણિયે:

અશ્લેષાના[૯] પાંચ પૂરા, માનિયે મઘાના[૧૦] પાંચ,
પૂરવાના[૧૧] જોડ, જોડ ઉત્તરના[૧૨] જાણિયે;
પંઝાના[૧૩] તો પાંચ, ચિત્રા[૧૪] સ્વાતી[૧૫] તણા એક એક,
ચાર વિશાખા[૧૬] ને અનુરાધા[૧૭] ઉર આણિયે; ૮૯
તારા તો જ્યેષ્ઠાના[૧૮] ત્રણ, મૂળના[૧૯] અગ્યાર સાર,
પૂરવા[૨૦] ઉત્તરાષાઢા[૨૧] બન્ને પૂરા પેખિયે;
અભિજિત[૨૨] તારા ત્રણ, ત્રણ તારા શ્રવણના[૨૩],
ધનિષ્ઠાના[૨૪] ચાર, શતભિષાના[૨૫] સો દેખિયે;
પૂરવા[૨૬] ઉત્તરા[૨૭] ભાદ્રપદના પલંગ જેવા,
બન્ને મળી ચાર પાયા જેવા જાણી લેખિયે;
રેવતી[૨૮] બત્રીસ; એવી રીતે અઠ્ઠાવીસ જોઈ
જતાં થોડી રાત રૂડા અંતરમાં રેખિયે. ૯૦

તુરંગનું[૧] તુંડ, ને ત્રિકોણ[૨] છે, સજાયો[૩] સારો,
ગાડી[૪] મૃગમસ્તક[૫] મણિ[૬] તણે પ્રકાર છે;
ગૃહાકાર[૭] બાણાકાર[૮] ચક્ર[૯] ને મંદિરાકાર[૧૦],
પલંગના[૧૧] પાયાસાર[૧૨] એ મળીને ચાર છે;
પંઝો[૧૩] મોતી[૧૪] ને પ્રવાળ[૧૫] તોરણ[૧૬] બળદ[૧૭] તેવો,
કુંડળ[૧૮] કેસરીપૂછ[૧૯] મંચક[૨૦] આકાર છે;
કરિદંત[૨૧] ત્રિકોણ[૨૨] ત્રિપદ[૨૩] તથા ઢોલકી[૨૪] છે;
ચારણી[૨૫] ચોપાયા[૨૬] જોટે[૨૭] મૃદંગ[૨૮] સુમાર છે. ૯૧

કૃત્તિકા રોહિણી અને પુષ્ય અશ્લેષા ને ચિત્રા,
શ્રવણાદિ ત્રણ રેવતી તે મધ્યચારી છે;
અશ્વિની ભરણી મઘા ફાલ્ગુની બે સ્વાતી તથા
વિશાખા બે ભાદ્રપદ ઉત્તરે ઉતારી છે;
મૃગશિર આરદ્રા ને પુનર્વસુ હસ્ત અનુ–
રાધા જ્યેષ્ઠા મૂળાષાઢા દક્ષિણમાં ધારી છે;
નવ મધ્યચારી છે ને નવ છે ઉત્તરચારી,
દક્ષિણચારી છે નવ; સૌની શોભા સારી છે. ૯૨

### ચંદ્રોદય

ઉપજાતિ વૃત્ત

ઊગ્યો શશી પૂરવ દિશ એવો, આકાર આદિત્ય જણાય જેવો;
જાણે મહારાયનું રૂપ ધારી આવ્યો પ્રજાને ઠગવા રબારી. ૯૩

પાતાળમાં પંનગરાય રાજે, તેણે સજાવી રવિરાય-કાજે,
વાળુની વેળા નજરે નિહાળી આ મોકલી એક સુવર્ણ-થાળી. ૯૪

શશાંકનું સુંદર બિંબ જોઈ કહે વિચારી કવિ એક કોઈ:
પાતાળમાં શું નટવો નચાવ્યો, તેણે જ આ થાળ ઊંચો ઉડાડ્યો ? ૯૫

શશાંકનું બિંબ ઊંચું ચડે છે, દેખાવ કેવો નજરે પડે છે!
જાણે નિરાધાર જતું નિહાળ્યું આકાશમાં એક બલૂન ચાલ્યું. ૯૬

શશાંકનું તેજ બધે છવાયું, જાણે હવે રાજ્ય નવું સ્થપાયું;
તારા નિહાળે ન જણાય ઝીણા, જાણે દબાયા નૃપ જોરહીણા. ૯૭

આકાશ સંપૂર્ણ [1]સુધાંશુ શોભે, જોતાં જનોનાં બહુ ચિત્ત લોભે;
જાણે નિશાસુંદરી એક એ છે, તેજસ્વી તેનું મુખ સ્વચ્છ તે છે. ૯૮

લમાર જો તીવપણું ન રાખે, તો વિશ્વમાં તે નર કોણ ભાખે ?
જો ચંદ્રમા તીવ નથી લમારે તો પંડિતો સ્ત્રીમુખતુલ્ય ધારે. ૯૯

૧. સુધાંશુ–ચંદ્ર

સુધાંશુ 'ને છે કૃતિકા સમીપે,[1] દેખાતી તેની ભલી દીપ્તિ દીપે;
જાણે હીરાનું શુભ ઝૂમખું છે, કાને નિશાસુંદરિયે ધર્યું છે. ૧૦૦

સુધાંશુ જો આ વૃષરાશિમાં છે, તેથી બની અદ્ભુત યુક્તિ ત્યાં છે;
જાણે શરીરે શણુગાર સાજી માહેશ્વરી આ વૃષભે બિરાજી. ૧૦૧

રહી સમીપે વળી રોહિણી છે, ગાડા સરીખી દીસતી ગણી છે;
જાણે ભરી જોખમવાળી ગાડી ચંદ્રે ચલાવી કરીને અગાડી. ૧૦૨

શીતાંશુની શીતળતા છવાઈ જ્યાં જોઈયે ત્યાં જગમાં જણાઈ;
જાણે પ્રજાના ભભરાટ-કાળે જણાવિયું શાંતપણું નૃપાળે. ૧૦૩

તારા શશીથી અતિ છેક દૂર, તથાપિ દીસે શશીની હજૂર;
જાણે રવિને જીતવા લડીને આવ્યું શશી સૈન્ય બધું ચડીને. ૧૦૪

ક્યાં સૂર્ય ને ક્યાં શશી તે બિચારો ! તથાપિ, જોજો જન, સૃષ્ટિ ધારો;
ગરીબનો કાળ બળિષ્ટ આવ્યે, ગરીબને રાજ્યપદે ચડાવે. ૧૦૫

અરે શશી, તું તજ ગર્વ એવા, ઘણા દીઠા છે શશી તું જ જેવા;
ગુરુ કને ચાર શશી વિખ્યાત, શનિ કને તું શશી દેખ સાત. ૧૦૬
બે લાખને આડત્રીસે હજારે મૈલે રહે ચંદ્ર મહીથી પારે;
રવિ રહે છે નવકોટિ દૂર; પ્રતાપીને હોય બધું હજૂર. ૧૦૭
વળી વિધુથી વસુધા ઘણી છે, એકોનપંચાસ ગુણી ગણી છે;
સ્વામી થવાને શશી આશ લાવે, અજા-મુખે કેમ કલિંગ[2] આવે ? ૧૦૮
ઘોડી[3] દીસે છે, રથ રોહિણી છે, બળિષ્ટ જો આ બળદે[4] તણી છે;
તારા ઘણા પેદળ રૂપ ધારી, જાણે નિશાનાથ સજી સવારી. ૧૦૯
આકાશ કે મોટું તળાવ એ છે, તારા હશે કે જળજાત તે છે;
અને જુઓ, જે શશી આ ઊગ્યો છે, તેજસ્વી તે કોઈક કાચબો છે. ૧૧૦

---

1. કાર્તિક સુદ ૧૫ મે
2. કલિંગ–કાળિંગડું
3. ઘોડી–અશ્વિની
4. બળદે–વૃષભરાશી

શશાંકમાં શામળ ડાઘ જોઇ, કહે વિચારી કવિરાજ કોઈ:
આદર્શ[1] જેવો શશી સ્વચ્છ એ છે, તેમાં ભૂમિનું પ્રતિબિંબ તે છે. ૧૧૧

બીજો કહે છેઃ નભપત્ર આ છે, તારા નહિ, અક્ષર તે લખ્યા છે;
મ્હોર ઈંદુ પ્રભુની પવિત્ર, તેમાં મૃગાકાર વિચિત્ર ચિત્ર. ૧૧૨

ત્રીજો કહે: મંથિત સિંધુ જ્યારે, હતો શશી સાગર મધ્ય ત્યારે,
જે ઘાવ મંથાચળથી થયેલા, આ ડાઘ તેના શશીમાં રહેલા; ૧૧૩

ચોથો કહે છે : ક્ષયરોગ એને, વધે ઘટે છે તનરોગ તેને;
તે ટાળવા કાજ ઉપાય કીધો; આ કોઈ વૈદે ઉર ડામ દીધો. ૧૧૪

અહો શશી તો ફરતા દીસે છે, તારા બીજા તો સ્થિર થૈ હસે છે;
આકાર એથી ફરતા ધરે છે, વિચિત્ર [2]દર્શનળિકા ફરે છે. ૧૧૫

જે એક આદિત્યથી કામ થાતું, શશાંક તારાથી નથી કરાતું;
કરે વડું કામ પ્રતાપી એક, ન થાય નિર્માલ્ય જનો અનેક. ૧૧૬

વૈતાળીય છંદ

શશી મંગળ કે ગુરુ શનિ કદી પુજ્ય ભલે બડા બની,
પણ તે કદી પામશે નહિ તૃણ-તુલ્યે રવિ-તુલના કદી. ૧૧૭

નગતા નભ ક્રોડ તારકા પૃથિવી-પીઠ-પ્રકાશકારકા,
શશિયો શત પૂર્ણમાસીના, ન ટળે રાત્રિ કદી રવિ વિના. ૧૧૮

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

રે રે ચંદ્ર કદાપિ તું કમળને કોટી પ્રકારે કરી
પ્રીતિવંત પૂરાં પ્રસન્ન કરવાની ધારણાને ધરી

---

૧. આદર્શ-દર્પણ.

૨. લોઢાની એક નળીમાં ઘણા રંગના કાચના કકડા ગોઠવેલા હોય છે તે નળીને જેમ ફેરવીને જોઇયે તેમ તેમ તરેહ તરેહ ચિત્ર દેખાય છે તે.

જો તું નિત્ય વિશેષ તેજ અરપે થૈ શાંત સ્નેહીપણે,
જેને તોય અભાવ હોય ઉરમાં તે તો ગુણે ના ગણે. ૧૧૯

## સૃષ્ટિનો દેખાવ

ઉપજાતિ વૃત્ત

ચકોરને ચિત્ત ઉમંગ વાધ્યો, કુમુદિનીએ પણ સ્વાર્થ સાધ્યો;
નવો થતાં જેમ પતિ પ્રજાનો પામે પૂરો હર્ષ નવા પ્રધાનો. ૧૨૦

શોભા ઘટી કંજ સમૂહ[1] કેરી, કુમુદિની શોભી રહી ઘણેરી:
શ્રીમંતના જેમ ગરીબ થાય, ગરીબ શ્રીમંત બન્યા જણાય. ૧૨૧

ઝાડો તણાં પત્ર દીસે ઉદાસી, જાણે રવિ-તેજ વિના નિરાશી;
શોખી નરો નાચણિયો નચાવે, કોઈ રમૂજી રમતો રચાવે. ૧૨૨

કોઈ પિયે મદ્ય ભરાઈ ભેળા, એવું સૂઝે છે અવિવેક-વેળા;
કોઈ કથા કીર્તન તો કરે છે, પ્રભુ તણું ધ્યાન રુદે ધરે છે. ૧૨૩

વેળા કવેળા સુખ દુઃખકાળે ધર્મી જનો ધર્મ કદી ન ટાળે;
પડ્યું રુદેમાં પ્રતિબિંબ જેવું, સમે કર્યું વર્ણન શુદ્ધ તેવું. ૧૨૪

દયાળુ વિશ્વેશ્વર વિશ્વપાળ, સુરાજ રાખો અહીં સર્વ કાળ;
સુખી રહો સૌ જન ઠામ ઠામે; આશિષ દીધી દલપતરામે. ૧૨૫

---

1. કંજ-કમળ

## ૧૧. ગ્રીષ્મ ઋતુનું વર્ણન.[1]

તોટક-વૃત્ત

કવિતા કરવા મન કોડ કરું; ધરણીધરનું ઉર ધ્યાન ધરું;
કરુણાકર કોટિ કૃપા કરશે, ભરપૂર મનોર્થ ભલા ભરશે. ૧

રોદ્ર રસ-પાત્ર પ્રવેશ

દોહરો

વિશ્વ-રંગભૂમિ વિશે લાવ્યો નાટક-વેશ;
કહો, અરે આ કોણ છે તાપે તપ્યો વિશેષ. ૨

મનહર છંદ

ક્રોધમય કાયા ધરી અરે આ આવે છે કોણ,
જેનાં અંગઅંગોમાંથી ઊપજતી ઝાળ છે?
ભૂત જેવો ભયંકર કિંકર છે શંકરનો,
કિંવા ભયંકરી લંકા ભૂમિનો ભૂપાળ છે?
પયોધિના પાણીને ઉછાળતો પગની ઠેશે,
વેશ જોતાં વપુ જેનું મહા વિકરાળ છે;
સરોવર સરિતાના સલિલને શોષી લે છે,
ક્રોધી મામો કંસ છે કે કિંવા ગ્રીષ્મ કાળ છે? ૩

વસંતતિલકા વૃત્ત

કેવો, જુઓ, કઠણ આ અતિ ગ્રીષ્મ કાળ,
જ્યાં ત્યાં પડે જગતમાં અતિ તાપ ઝાળ;
આંબા દરાખ ફળના રસ પીંગળાવા,
જાણે ધરા કરી ધરી શગડી તપાવા. ૪

---

1. સંસ્કૃતમાં વૈશાખ ને જેઠ ગ્રીષ્મ ઋતુના કહ્યા છે પણ તે પુન મિયા મહિના જાણવા. એટલે જેઠ સુદ ૧૫ મે ગ્રીષ્મનો અંત આવે. અથવા તા. ૧૦ મી એપ્રિલથી ૯ મી જૂન સુધી.

અંગીઠી ક્રોધી ધરણી રવિકિર્ણ ઝાળ,
પાણીની કૂંડી સમ સાગર આ નિહાળ;
વાયુ દિશા રૂપી રૂડી ધમણે ધમે છે,
સોની પ્રભુ અખિલનો અછનો રમે છે. ૫

પૃથ્વી બની જગત પાવક કુંડ જેવી,
પાસે સમુદ્ર પ્રણીતા[1] જળ પૂર્ણ એવી;
આદિત્ય-રીત જજમાન સમાન આણી,
હોમીય દ્રવ્ય સચરાચર સર્વ પ્રાણી. ૬

પ્રાણી–વિનાશન કરે રવિ કેમ આમ,
જાણે પુરાણી જન રુદ્ર તણું જ કામ;
તે વાતનો મરમ જોતિષજાણ જાણે.
ભાનુ બન્યો વૃષભ[2]વાહન આજ ટાણે. ૭

જો, રોહિણી સમીપ આ રવિ દેવ આવ્યો,
તેણે ચડાવી રવિને અતિશે તપાવ્યો;
જાણે પ્રભાકર ઘણી રીસથી ભર્યો છે;
ક્રોધી શશાંક તણી સુંદરિયે કર્યો છે. ૮

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

તાના તાપ થકી તમામ તરુથી પક્ષી બિચારાં પડે;
ઊંદો વાંદરનાં વિશેષ વીખરી જ્યાં ત્યાં પછી જૈ ચડે;

---

૧. યજ્ઞના કુંડ પાસે ઉત્તરમાં એક જળપાત્ર મૂકે છે તે પ્રણીતાપાત્ર.

૨. સૂર્ય વૃષભ રાશિએ આવે છે અને રુદ્ર પણ વૃષભવાહન છે અને તે ક્રોધી છે. પંચાંગમાં વૃષભરાશિ બેસતી હોય તેમાંથી ૨૨ દિવસ અયનાંશના બાદ કરવા પડે છે જેમકે ખરી મકરસંક્રાંતિ ૨૨ મી ડિસેંબરે બેસે છે અને સૂર્યગ્રહણ વર્તતાં પણ એ જ રીતે ૨૨ દિવસ બાદ કરવા પડે છે. દરેક ઋતુ વિષે એમ જાણવું.

આંબુ ઉષ્ણ નદી તળાવ તટમાં, મચ્છો તપ્યાં તડૂકે,
આરે ભીષમ[1] ગ્રીષ્મકાળ કહિયે, નાના પ્રકારે નડે. ૯

વસંતતિલકા વૃત્ત

ઊંચે ઝીણો પવન શીતળ તે રહે છે,
નીચો વિશેષ અવની પર તે તપે છે;
તે જેમ ભૂપ નહિ નિર્બળને તપાવે,
જોરે કરી સબળને વધતો દબાવે. ૧૦

પૃથ્વી પરે પગ ધર્યે પગ તો દઝાય,
જોડા વિના ન જનથી પગલું ભરાય;
રાખી ક્ષમાધર ક્ષમા અતિશે રહે છે,
તે જેમ ક્રોધ સમયે બહુધા તપે છે. ૧૧

જો પૃથ્વીને અતિ પ્રહાર કરો કદાપિ,
રાખે ક્ષમા અધિક ને ન તપે તથાપિ;
તે પૃથ્વીનું સ્વરૂપ ખૂબ તપ્યું જણાયું;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૨

જે સૂર્ય સર્વ સુખદાયકમાં ખપ્યો છે,
તે વિશ્વ–શીશ હમણાં અતિશે તપ્યો છે;
ક્રોધીપણું સુરજના મનમાં ન માયું;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૩

જે વાયુ સર્વ સ્થળ શીતળતા કરે છે,
પ્રાણી તણા તન તણા તપને હરે છે;
સંતપ્ત છેક અતિ એ જ જણાય વાયુ;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૪

સંતપ્ત પાણી નદીના જળ મધ્ય જાય,
તેને સલિલ તન શાંત કરે સદાય;

---

૧. ભયંકર

એ નીર આજ નિજ અંગ તપ્યું ગણાયું;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૫

જે છાપરાં સરસ દાયક ઠંડી છાયા,
જેની મનુષ્ય સહુને મન મધ્ય માયા,
તે છાપરું પણ અતિ તપતું જણાયું;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૬

પોતા તણો નીરખિયો જઈને પસંગ,
જેને અપાય વિશ્વાસથી આપ અંગ;
શું કીજિયે અધિક તે પણ જો તપ્યો છે?
જ્યાં જ્યાં વિલોકું રસ રૌદ્ર બધે ભર્યો છે. ૧૭

જે પર્વતો અચળ થૈ સઘળું સહેતા,
કોઈ પ્રકાર થકી ક્રોધ કદી ન લેતા,
તેઓનું આજ અતિશે તન છે તપાયું;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૮

ફૂલ્યા ઘણા સરસ પર્વતના *પલાશ,
એની જણાય રચના લગી આસપાસ;
કેવા દીસે અધિક ખાખર તે રૂપાળા!
જાણે શિખા અધિક પર્વત ક્રોધ-જ્વાળા. ૧૯

જે જોગિરાજ તણી જાય કદી ન પોને,
સાંખે સદૈવ અપમાન પમાય તો તે,
તેઓ તણું રુધિર તે પણ શોષાયું;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૨૦

પંચાગ્નિ તાપ વતી જોગિ-જનો તપે છે,
જે નામ વિશ્વપતિનું મનમાં જપે છે;

લેવા નરેશ તણું દ્રવ્ય જ તે વિશેષ,
મોટા ઝમોર[1] રચી જેમ કરે પ્રવેશ. ૨૧

ક્રોધી બની ઉદધિ તો બહુ બૂમ પાડે,
ધીંધાટ સાથ તટ હાથ, જુઓ, પછાડે;
ક્રોધીપણું ઉદધિનું અતિ ઓળખાયું;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૨૨

રૂરતો સમુદ્ર પરનો નિધિયે જ લોપ્યો,
જાણે મનુષ્યશિર રાવણ રામ કોપ્યો;
રાખી દિલે હિમત કોઈથી ના જવાયું;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૨૩

જે સિંધુ નાવ નિજ ઉપર તારનારો,
તે ક્રોધી થૈ અધિક આજ થયો અકારો;
વિશ્વાસ આજ નિધિનો નહિ નાવ આણે,
ક્રોધી કદાપિ નિજનું પરનું ન જાણે. ૨૪

જો આ તરંગ નિધિ ઉપર ઊછળે છે,
રેલાઈ નીર વધતું રણમાં વળે છે;
રોમાંચ[2] અંગ નિધિનું અતિશે થયું છે,
પ્રસ્વેદ[3] નીર વહીને અળગું ગયું છે. ૨૫

જે લોક સૂર્યતડકે પણ પંથ જાય,
તાપે તપી વદન રક્ત થયાં જણાય;
ક્રોધી નિહાળી રવિ ક્રોધિત સૌ થયા શું?
ક્રોધે તપી વદન રક્ત બની ગયા શું? ૨૬

---

૧. ભાટ લોકો ઝુંપ ખડકીને રાજા ઉપર ત્રાગું કરવા સારુ બળી મરતા હતા. બાઈડીઓ કૂટતી વખતે કહે છે કે હાય ઝમોરિયા.

૨. રોમાંચ–રુવાટાં ઊભાં થવાં

૩. પ્રસ્વેદ–પરસેવો

એ નીર આજ નિજ અંગ તપ્યું જણાયું;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું.

જે છાપરાં સરસ દાયક ઠંડી છાયા,
જેની મનુષ્ય સહુને મન મુખ્ય માયા,
તે છાપરું પણ અતિ તપતું જણાયું;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું.

પોતા તણો નીરખિયો જઈને પલંગ,
જેને અપાય વિશ્રામથી આપ અંગ;
શું કીજિયે અધિક તે પણ જો તપ્યો છે
જ્યાં જ્યાં વિલોકું રસ રૌદ્ર બધે ભર્યો છે.

જે પર્વતો અચળ થૈ સઘળું સહેતા,
કોઈ પ્રકાર થકી ક્રોધ કદી ન લેતા,
તેઓનું આજ અતિશે તન છે તપાયું;
જો, વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છ

કૂવા ઘણા સરસ પર્વતના ઉપરાથ,
એની જણાય રચના વળી આસપાસ;
કેવા દીસે અધિક ખાખર તે રૂપાળા!
જાણે ઊઠી અધિક પર્વત ક્રોધજ્વાળા.

જે આ તળાવ નદી નીર નહિ સમાતું,
તે આજ છેક ઘટીને તુચ્છ છે જણાતું;
તે જેમ કોઇ સમયે અતિ રિદ્ધિ આવે,
કોઇ સમે ચપળ પૈ સઘળી સિધાવે. ૩૩

દીસે તળાવ નદીમાં જળ તો ઘટેલું,
ખારા વિશેષ રણુમાં જળ છે વધેલું;
કોઇ સમે ધન ન હોય સુપાત્ર ઘેર,
દીસે કુપાત્ર જન–ઘેર વિશેષ લે'ર. ૩૪

સૂકાં તળાવ જગ મધ્ય જણાય કેવાં!
ખોખાં પડેલ નિધિને તટ નાવ જેવાં,
કે રાજભ્રષ્ટ નૃપની નીરખો હિવેલી,
કે નાથહીન જગમાં જુવતી રહેલી. ૩૫

ધર્મી જનો વન વિશે પરબો કરે છે,
પુણ્યાર્થ દ્રવ્ય ખરચી જળ મોકલે છે,
જાણે ખરીદ કરીને પરલોક માટે
તે મોકલી ભલી વહોરત સ્વર્ગ વાટે. ૩૬

ઊંડે કૂવેથી બળદો જળકોશ તાણે,
આવ્યાનું કોશ ભરી ઢોલ[1] ધ્વનિથી જાણે;
તે જેમ ભૂપ જીતવા પરદેશ જાતાં
આવ્યો જણાય ફરી નોબતનાદ થાતાં. ૩૭

કૂવે મળે ન જળ તો જન જાય બીજે,
બીજે મળે ન જળ તો જન જાય ત્રીજે;
ભિક્ષાર્થી જેમ પ્રતિ મંદિર સંચરે છે,
માધુકરી ગ્રહણ જોગણિયો કરે છે. ૩૮

1. મારવાડમાં

પ્રસ્વેદ શિર પરથી મુખ ઊતરે છે,
રેલા થયા કર વડે વળી તે લુએ છે;
તે જેમ ક્રોધ ચડતાં દગ[1] આંસુ આવે,
પ્રસ્વેદ અંગ વળી ક્રોધ વિશે જણાવે. ૨૭

કોઈ જનો સરસ શર્બત તો પિયે છે,
કોઈ જનો બરફ કે ગુલકંદ લે છે;
કોઈ લિલાગર છણી જળ સાથ લીધી,
જાણે કરોધ શમવા જડીબુટ્ટી પીધી. ૨૮

કોઇ કરે જળ વિશે જળકેલિ જૈને
મિત્રો તણી સરસ મંડળી સાથ લૈને;
સંસાર માંહિ અકળાઈ ઉપાય શોધી
સંન્યાસપ્રવેશન કરે જન જેમ ક્રોધી. ૨૯

પાણી તપે નદી તણું અદકું ઉનાળે,
કૂવાનું નીર અતિ શીતળ એ જ કાળે;
તે જેમ દંપતી પરસ્પર વેણુ સાંખે,
જો એક જાય તપી તો બીજું શાંતિ રાખે. ૩૦

પૃથ્વી થકી જળ, જુઓ, રવિકિર્ણું શોષે,
વર્ષા-સમે વળી ધરાતળ એ જ પોષે;
રાજા પ્રજા થકી કદી કર શ્રેષ્ઠ લે છે,
તે જેમ યોગ્ય સમયે જન કાજ દે છે. ૩૧

ખેંચે જમીન જળને નભ ભાનુરાય,
વાવો કૂવાતણું, જુઓ, જળ ઊંડું જાય;
તે જેમ દેશ નૃપ કંજુસ થાય જ્યારે,
તેની પ્રજા સકળ કંજુસ થાય ત્યારે. ૩૨

1 —આંખ

જે આ તળાવ નદી નીર નહિ સમાતું,
તે આજ છેક ઘટીને તુચ્છ છે જણાતું;
તે જેમ કોઈ સમયે અતિ રિદ્ધિ આવે,
કોઈ સમે ચપળ થૈ સઘળી સિધાવે. ૩૩

દીસે તળાવ નદીમાં જળ તો ઘટેલું,
ખારા વિશેષ રણમાં જળ છે વધેલું;
કોઈ સમે ધન ન હોય સુપાત્ર ઘેર,
દીસે કુપાત્ર જન-ઘેર વિશેષ લે'ર. ૩૪

સૂકાં તળાવ જગ મધ્ય જણાય કેવાં!
ખોખાં પડેલ નિધિને નટ નાવ જેવાં,
કે રાજભ્રષ્ટ નૃપની નીરખો હિવેલી,
કે નાથહીન જગમાં જુવતી રહેલી. ૩૫

ધર્મી જનો વન વિશે પરબો કરે છે,
પુણ્યાર્થ દ્રવ્ય ખરચી જળ મોકલે છે,
જાણે ખરીદ કરીને પરલોક માટે
તે મોકલી ભલી વહોરત સ્વર્ગ વાટે. ૩૬

ઊંડે કૂવેથી બળદો જળકોશ તાણે,
આવ્યાનું કોશ ભરી ઢોલ[1] ધ્વનિથી જાણે;
તે જેમ ભૂપ જીતવા પરદેશ જાતાં
આવ્યો જણાય ફરી નોબતનાદ થાતાં. ૩૭

કૂવે મળે ન જળ તો જન જાય બીજે,
બીજે મળે ન જળ તો જન જાય ત્રીજે;
ભિક્ષાર્થી જેમ પ્રતિ મંદિર સંચરે છે,
માધુકરી ગ્રહણ જોગણિયો કરે છે. ૩૮

---

૧. મારવાડમાં

### ભયાનક રસ

દોહરો

ક્રોધ જોઈને કોઈનો ભય. ઊપજે એ ખ્યાત;
હવે ભયાનક રસ વિશે વર્ણવીને કહું વાત. ૩૯

ઉપજાતિ વૃત્ત

ધીમી પડીને નદિયો વહે છે, ધીમે ધીમે જે નિધિમાં રહે છે;
ક્રોધી પતિને નીરખી બિચારી ધીમી પડે છે ભયભીત નારી. ૪૦
સમુદ્રનું પાન કર્યું સમસ્ત, તે તો થયો આજ અગસ્ત્ય અસ્ત[1];
સમુદ્રને કાંઈ રહી ન બીક, મારે ઉછાળા મદથી અધિક. ૪૧
પાણી વિના ખૂબ પિડાય પ્રાણી; મરે બિચારા, ન વદાય વાણી;
પક્ષી મરી ઝાડ થકી પડે છે; ભારી અતિશે ભય ઊપજે છે. ૪૨

વસંતતિલકા વૃત્ત

ગોરા જનોથી અતિ તાપ નહિ ખમાય,
સંસ્થાનવાસ તજી પર્વતવાસી થાય;
જાણે કુભાંડી રિપુએ બળવો ઉઠાવ્યો,
એકાંતવાસ તનરક્ષણથી તકાવ્યો. ૪૩

મનહર છંદ

ગવર્નર જનરલ સીમલે સિધાવે, અને
ઉત્તરના સાહેબોએ આબુ સ્થાન ધાર્યું છે;
મુંબાઈનો ગવર્નર જાય મહાબળેશ્વર,
શિવને શરણે જવા ચિત્તમાં વિચાર્યું છે;
મુંબાઈના ગૃહસ્થો ખંડાળે માથેરાન જાય.
ઘરબાર ઉપરથી અંતર ઉતાર્યું છે;

૧. આશરે તા. ૨૯મી મેએ અસ્ત અને તા. ૨૫મી ઑગસ્ટે ઉદય

તજી અભિમાન ધનવાન વાનપ્રસ્થ[1] થયા,
હરહર ગ્રીષ્મથી આ જગત હાર્યું છે. ૪૪

વસંતતિલકા વૃત્ત

કાં તો સરોવર વિશે વળી કાં નિધિમાં,
જ્યાં બંગલા સરસ ઠંડકની ક્ષિતિમાં,[2]
ત્યાંના નિવાસી જન કેંક, જુઓ, થયા છે,
જાણે ડરી વરુણને શરણે ગયા છે. ૪૫

નૌકા વિશે સુજન કોઇક સંચરે છે,
સિંધુ તણી સરસ સેલ સુખે કરે છે;
જાણે વિશેષ ભૂમિમાં ભય પામી લીધો,
ભૂમિ તજી શીતળ સાગરવાસ કીધો. ૪૬

તટ્ટી કરી વીરણની ધરી દ્વાર માત્રે,
છાંટે જળે જળ લઈ શતછિદ્ર પાત્રે;
જાણે નિવારણ થવા ભય સર્વ ભારી,
સંભુશિરે જન કરે અભિષેક વારિ. ૪૭

પીવા વળી બરફને જળ મધ્ય ઘોળે,
ચૂવા તથા શીતળ ચંદન એમ ચોળે;
જાણે રવિકિરણ-બાણ થકી ડરે છે,
માટે જનો વિવિધ બખ્તર તે ધરે છે. ૪૮

કોઈ ધરે વીરણના જળ છાંટી પંખા,
કોઈ ધરે કુસુમના[3] નહિ પુષ્પ સંખ્યા;
જાણે ઉતાપરૂપી અસ્ત્ર થકી ડરે છે,
તે આડી ઢાલ કરમાં લઈને ધરે છે. ૪૯

૧. વાનપ્રસ્થ-વનવાસી
૨. ક્ષિતિ-પૃથ્વી
૩. કુસુમ-ફૂલ

## ઊંચે લટકતા મોટા પંખા વિષે

મનહર છંદ

સીતા માટે સંગરામં રામના રિપુથી કર્યો,
જટાયુની જ્યાં અવધ આવી રહી આયુની;[1]
પાંખો તોડી પાપીએ આકાશમાં ઉડાડી દીધી
તે ફરે છે પ્રકૃતિ સુધારવા પરાયુની;[2]
ભાગ્યશાળી ભોગીના ભવનમાં ભરાઈ, ભાઈ,
તાપ ટાળે, વારે વારે કરે વૃષ્ટિ વાયુની;
એ જ દીસે છે આ ઠામ, કહે દલપતરામ,
પંખવો નથી, આ પાંખ, જુઓ રે, જટાયુની. ૫૦

દોહરો

ધૂપછત્રી ને પંખવો, બાગ, ફુવારા, હોજ
ખાટ, અગાશી, બંગલો, ચહે ઉનાળે રોજ. ૫૧.

વસંતતિલકા વૃત્ત

ઉત્પત્તિ આજ અતિ માકણની જણાય,
જેનાથી કેંક જન તો અતિશે મુંઝાય;
ભાનુ શશાંક ગ્રહ જે નભમાં વસ્યા છે,
જાણે જમીન પર માકણથી ડર્યા છે. ૫૨

જે નીર મધ્ય રણછોડજી બેટ બેઠા,
ને, જૈન દેવ જઈ પર્વત માંહિ પેઠા;
શંભુ વસ્યા કંઈક તો જઈ ભોંયરામાં;
ધારેલી ધાસ્તી અતિ માકણની ધરામાં. ૫૩

1. આયુ—આયુષ
2. પરાયુ—પારકાનું આયુષ

જે છોડવા લઘુ ઘણા વનમાં ઊગેલા,
તે તો સુકાઈ પડતા, વળી ઘાસ વેલા
જાણે વિશેષ ભય અંતર ઊપજ્યાથી
પ્રાણાંત પામી પડિયા નબળી દશાથી. ૫૪

વૃક્ષો તણો વિવિધ આશ્રય પ્રાણી લે છે,
છાયા વિશે વિચરીને પશુઓ વસે છે;
તે જેમ કોઈ અતિશે ભયભીત થૈને
વાસો વસે અભય આશ્રય એક લૈને. ૫૫

અકેકના ઉર નીચે શિર રાખનારાં
ઘેટાં ઘણાંક બહુ તાપ સહે બિચારાં;
તે જેમ મૂર્ખ જન છાંડી ઉપાય ત્રાસે,
સંતાપ સૌની[1] ગતિ ઉપર ઉર ભાસે. ૫૬

જોયા મદોન્મત મહા વળી સિંહ જેવા,
તાપે તપી અજ બરાબર થાય એવા;
ઉન્મત્ત હોય જન કોઈ જુવાન જેમ,
ચિંતા પડ્યાથી તન નિર્બળ થાય તેમ. ૫૭

આકાશીશીથી અતિશે અકળાય વાઘ,
દાઢે પડ્યો પરમ જ્યાં પ્રતપે નિદાઘ[2];
પામ્યો અતિ અબળની વનરાજ એવી,
બીજા વનેચર તણી ગતિ શી કહેવી? ૫૮

ફેંકે દિનેશ નિજ કિરણ તીવ્ર બાણ,
પ્રાણી અનેક વનમાં ગત થાય પ્રાણ;

૧. જેમ મૂર્ખ લોકો કષ્ટની વખતે ઉપાય ન શોધતાં સૌનું થશે તે આપણું થશે એમ ધારીને બેસી રહે છે તેમજ ઉષ્ણ કાળમાં ઘેટાં એક બીજાના પેટ હેઠે માથાં સંતાડીને આંખો મીંચીને તાપ સહે છે.
૨. તડકો

દીસે પડેલ મૃગ ખાઈ ઘણો પ્રહાર,
જાણે જુવાન રવિરાય કરે શિકાર. ૫૯

દૂરેથી દેખી વનમાં મૃગઝાંઝવાને
પાણી ગણી ઝડપથી વિચરે પીવાને;
તે જેમ કોઈ કરી કંજુસ કેરી આશ
સેવે ધનાઢ્ય ગણીને, વળતી નિરાશ. ૬૦

સંતાઈ જાય મૃગ કોઇક તો ગુફામાં,
પેસે છુપાઇ વળી સિંહણ આ સમામાં;
જાણે શિકારી જબરા રવિરાય-ત્રાસે
પેઠા છુપાઇ, નભ ભૂચર જીવ ભાસે. ૬૧

વંટોળિયા વન વિશે અતિશે ચડે છે,
ચક્રી સમાન ફરતા નજરે પડે છે;
જાણે પ્રસન્ન કરવા રવિને વિચારી
નાચે નવીન ફૂદડી ફરી રાસધારી. ૬૨

ખેડુ જનો ખચીત ખેતરમાં ફરે છે,
ખોદી મહી નરમ ખેતરની કરે છે;
જાણે પિતામહ તણું ધન ખોદી લેવા
મંડયા ઉપાય કરવા ચિત ચાહી એવા. ૬૩

ઉપજાતિ વૃત્ત

પરસ્પરે વાંસ ઘણા ઘસાય, અગ્નિ ઝરે ને વન નાશ થાય;
કુટુંબમાં જેમ કુસંપ જાગે, પરસ્પરે તે લડી નાશ પામે. ૬૪

નાંવા ન પામે મરુદેશવાસી, પીવા ન પામે જળ ત્યાં પ્રવાસી;
તે વાતનું વર્ણન જો લખાય, તો વાંચનારા ભયભીત થાય. ૬૫

× × × × × ×

વસંતતિલકા વૃત્ત

જો, બાગ આદિ થકી શીતળ વાયુ આવે,
રસ્તે જતા જન દિસે અતિ હર્ષ લાવે;
લાગે નવાઈ સરખો શીતલ વાયુ કેવો,
જાણે મળ્યો સરસ તે પરદેશી મેવો. ૭૭

ઉપજાતિ વૃત

જે બાગમાં કોઈક લોક બેસે, ઝાડી વિશે જેમ છુપાઈ પેસે:
જાણે થયો છે રવિ વાઘ જેવો, છુપાવ પામી જન ત્રાસ તેવો. ૭૮

આંબા વડો પીંપર લીંબડાને, પુષ્ટિ કરે વૃક્ષ વડા વડાને;
કરે વડાને લલચાવી તાજા, સ્વરાજ્ય લોભે પ્રતિપક્ષી રાજા. ૭૯

ચંબેલી ચંપા વળી જૂઈ જાઈ, ગુલાબ સેવંતી રહી કુલાઈ;
જો મોગરો આ ફૂલ–ભાર ઝૂલ્યો, જાણે જીતી ગ્રીષમ કાળ ફૂલ્યો. ૮૦

જુવાની ગ્રીષ્મે; ગુણ શુદ્ધ જેના, જનો વખાણે જરા યોગ્ય તેના;
દસે દિશાએ જન સર્વ દેખે, અસાડમાં અંકુર તો અલેખે. ૮૧

ચાંપાં પપૈયાં ફળ ફાલસાં છે, શેતૂર સારાં જગમાં થયાં છે;
શ્રીમંતને દે બહુ સ્વાદ એવા જાણે વિચારે લલચાવી લેવા. ૮૨

કેરાં તથા, જો, તડબૂચ ટેટી ગ્રીષ્મે ધરી છે વળી ભેટ મોટી,
તથાપિ ઝાઝો પરિતાપ દાખે; રાજા હસાવે વળી દાબ રાખે. ૮૩

વસંતતિલકા વૃત્ત

દીસે સમાન પણ રાયણ ને લીંબોળી;
એના સમાન ગુણ કેમ શકાય તોળી?
બે નારિયો સ્વરૂપમાં સરખી જણાય,
જુદા જુદા જગતમાં ગુણ તો ગણાય. ૮૪

છત્રી ધરી જન, જુઓ, શિર ઢાંકી ચાલે,
આંખો ઉઘાડી અતિશે કરીને ન ભાળે;

જાણે જરૂર દુનિયાં, વહુ જેઠ આવ્યો,
તેણે લજાની પટ ઘૂંઘટ શું તણાવ્યો? ૮૫

દોહરો

જરૂર છત્રી જેઠમાં ઓઢ્યાનો છે ચાલ;
લાજ કાઢવી જેઠની ખરો હવે એ ખ્યાલ. ૮૬

વસંતતિલકા વૃત્ત

જેના સમીપ નિજ જોર કશું ન ચાલે,
તેનો જુલુમ સહીને મન લોક વાળે;
જો રોહિણી અધિક તાપ કરે અતોલે
તો વૃષ્ટિ ખૂબ પડશે, જન એમ બોલે. ૮૭

લાંબું વિશેષ વધતું દિનમાન દીસે,
ઉદ્યોગહીન અકળામણ દે અતિશે;
શાંતિ તણા હરખના દિન હોય ટૂંકા,
લાંબા જણાય દિવસો જગ મધ્ય સૂકા. ૮૮

આદિત્ય આજ નભમાં મૃગ પાસ આવ્યો,
વાયુ વિશેષ બળથી જગમાં ચલાવ્યો;
જાણે શિકાર કરવા રવિ રાય ધાયો,
દોડવાથી શ્વાસ ચડતાં તનમાં ન માયો. ૮૯

વાયો હવે અધિક આ મૃગશિર-વાયુ,
જો આજ જોર અતિ પશ્ચિમનું જણાયું;
જાણે સમુદ્ર તરી આરબ ફોજ આવી,
જો પીંપળા વડ વિશેષ દીધા પડાવી. ૯૦

આંબા થકી ફળ ઘણાંક પડ્યાં ખરીને
વાયુ તણા અતિ પ્રહાર થકી કરીને;
જાણે વિદેશી નૃપનું બહુ સૈન્ય આવ્યું,
પાક્યા વિનાનું પણ ખેતર તે લુટાવ્યું. ૯૧

આંબે સુશાખ પરિપક્વ થયો રસાળો,
કોડે કરે સ્વજન સૌ મળી કેરીગાળો;
શું કલ્પવૃક્ષ ફળ ઇંદ્રપુરીથી આવ્યાં,
તે ભાગ્યશાળી જનને ભલી ભાત ભાવ્યાં ! ૯૨

ઊડી વિશેષ રજ લાગતી વાયુ ચોટ,
જોઈ કહે જન, થયો અતિ ધૂળ કોટ;
જાણે વિદેશી નૃપતિ નીરખી હઠીલો,
રક્ષાર્થ શ્રેષ્ઠ રચિયો મજબૂત કિલ્લો. ૯૩

કોઈ સ્થળે ઘર તણાં નળિયાં ઉડાવ્યાં,
સિંધુતટસ્થ વળી નાવ ઘણાં ભમાવ્યાં;
જાણે વિદેશી નૃપ સાથ થઇ લડાઈ,
દેશી જનો ઉપર થૈ અદકી ચડાઈ. ૯૪

નાવો તણા વળી, જુઓ, સઢ તોડી નાંખ્યા;
કોઈકના નવ રહ્યા કૂપથંભ આખા;
ભાનુ તપ્યો, પવન ને નિધિ ઊછળે છે,
જાણે ત્રણે નૃપતિ સંપ કરી મળે છે. ૯૫

એથી વિશેષ જનમાં ગભરાટ ઊઠ્યો,
જાણે જરૂર હૃદયે અતિ દૈન્ય રૂઠ્યો;
નિ:શ્વાસ નાખી નમી ઈશ્વર–પાય લાગે,
શાંતિ સ્વદેશ કરવા વરસાદ માગે. ૯૬

જો, ભાનુ ઉત્તર ભણી ખટ માસ આવ્યો,
તેણે ભલો ભરતખંડ ઘણો તપાવ્યો;
પાછો વળ્યો તરત આજ[1] થકી વિચારી,
ઝાઝો ખમે ન પરિતાપ પ્રજા બિચારી. ૯૭

---

૧. જુનની તા. ૨૧ મીથી

જ્યારે રવિ અધિક પશ્ચિમમાં ઢળે છે,
સિંધુ સમીપ ફરવા જન નીકળે છે;
જાણે બધા દિવસમાં રવિયે તપાવ્યા,
તે સિંધુ પાસ કરવા ફરિયાદ આવ્યા. ૯૮

ધીમે ધીમે સૂરજ પશ્ચિમ આથમે છે,
ઊનાં તથાપિ કિરણો જગમાં ભમે છે;
એથી ઉતાપ ઊપજે રવિ દેવ પાખી,
જાણે ગયો નૃપતિ તે નિજ થાણું રાખી. ૯૯

પક્ષી, જુઓ, ઉદધિ ઉપર આ ભમે છે,
જોતાં સમીપ ફરતાં જનને ગમે છે;
જાણે સમુદ્ર તણી રીસ સમ્યાનું ધારી,
ઓવારણાં ખગ કરે ચિતમાં વિચારી. ૧૦૦

ભોગી જનો શયન પુષ્પ તણાં બિછાવે,
તે બેરખા કુસુમહાર તથા ધરાવે;
ગૂંથે સતી સુમન[1] કોઈક ચોટલામાં,
બેસે પ્રિયા પ્રિય મળી શશીની પ્રભામાં. ૧૦૧

જ્યેષ્ઠા સમીપ શશી પૂર્ણ રૂડો સુહાવે,
તે દેખતાં કવિ તણે ઉર તર્ક આવે:
ચૂડો નવીન રજની વહુએ મગાવ્યો,
જાણે નિશાપતિ જઈ ગજદંત[2] લાવ્યો. ૧૦૨

---

૧. સુમન–ફૂલ

૨. જ્યેષ્ઠા નક્ષત્રનો આકાર હાથીદાંતને આકારે છે. જેઠની પૂનમે ગ્રીષ્મ ઋતુ પૂરી થાય છે અને તે ઋતુમાં વડના ઝાડે સારો આશ્રય આપેલો માટે તે દહાડે વડસાવિત્રીનું પૂજન કરે છે. તે પૂનમનું નામ વડસાવિત્રી કહેવાય છે.

મેના શુકો મધુર શબ્દ કરે પ્રભાતે,
અપ્યાહ્ન પિક,[૧] વળી બુલબુલ શબ્દ રાતે;
સાંજે ગમે ચકલિયો સ્વર શુદ્ધ એમ,
શોભે વિશેષ સમયોચિત શબ્દ જેમ. ૧૦૩

દોહરા

રહે હાન સરખા દિન સદા, ચતુર, વિચારો ચિંત;
દિન આવ્યા વરસાદના, આવ્યો ગ્રીષમ-અંત. ૧૦૪
ધીરા જન, ધીરજ ધરો, ઉરમાં સમજી આમ;
રાજી રાજી નિત રહો દિલમાં, દલપતરામ. ૧૦૫

## ૧૨. વર્ષા ઋતુનું વર્ણન

મનહર છંદ

સુણો સભાસદો, વિશ્વરૂપી રંગભૂમિ વિશે
સાહસિક એક શૂરવીર વડો આવશે;
જગતના ઉપકાર માટે નિજ જીવનને
કરી કુરબાન દાન શૌર્ય દેખડાવશે;
પ્રસરશે પૃથ્વીમાં તે પામીને પ્રવાસ શૌર્ય,
ગામ ગામ ઠામ ઠામ જમાવ જમાવશે;
યુદ્ધશૌર્ય ધરી યુદ્ધ કરશે તે મહા યોદ્ધા;
હિંમતથી ગ્રીષમને હરાવી હઠાવશે. ૧

ઇંદ્રવજ્રા વૃત્ત

પેખી પિડાતાં મહી મધ્ય પ્રાણી, તે ગ્રીષ્મનો જુલમ એમ જાણી
રૂંધ્યો ઘણો અંતર મેઘરાય, તે રાજ લેવા ચિતમાં ચહાય. ૨

---

૧. બપૈયો

ચિત્તે જેનો સૌ ધનને ચહાય, તે પૂછવા જોતિષી-ઘેર જાય;
જોશી દિલાસા બહુ જૂઠ દે છે, વિશ્વાસ ભોળા જન તો ધરે છે. ૩

ઉપજાતિ વૃત્ત

છે ગ્રીષ્મનો શુષ્ક પ્રધાન નામ, ફરી રહ્યો ભૂતળ ઠામ ઠામ;
તેણે કર્યો હાથ હરેક કિલ્લો, લડયા વિના તે ન હઠે હઠીલો. ૪

ભુજંગી

સૂકું ગ્રીષ્મના મંત્રીનું નામ જાણું, દીસે ઠામ ઠામે સૂકાનું જ થાણું;
જુઓ, સીમમાં નીમમાં ઠામ ઠામ સૂકાને જ તોબે દીસે છે તમામ. ૫
ગિરિ–શિખરે વ્યાપિયું ખૂબ સૂકું; સૂકે કોઈયે ઠામ ખાલી ન મૂક્યું:
નદી કે તળાવો જુઓ ખેતરોમાં, જુઓ, ચોક વસ્તી તણા કે ઘરોમાં. ૬
જુઓ, રિયર જ્યાંત્યાં સૂકાનો જમાવ; કરે ભક્ષ પ્રાણી તણો એ જ ભાવ.
જુઓ, ઘાસ પાણી જમીં મધ્ય ખૂટયાં,
ચડી ગ્રીષ્મની સ્વારિયે જેમ લૂંટયાં. ૭

પંચાત અથવા વિષ્ટિ

વસંતતિલકા વૃત્ત

એવે સમે પવન શીતળ કાંઈ આવ્યો,
વિષ્ટિ તણી જરૂર એ જ વધાઈ લાવ્યો.
દાતા નહિ તદપિ શીતળતા જમાવે,
તે લોકના મન વિશે ભલી રીત ભાવે.

ઉપજાતિ વૃત્ત

વાયુ, જુઓ, નૈર્ઋત્યનો વહે છે, વર્ષાદનો આગમ તે કહે છે:
હર્ષે ભર્યો જેમ વિદેશી આવ્યે વધામણી કાંઈ ભલી જ લાવે.
વાયો શીળો નૈર્ઋત્યમાંથી વાયુ, જોતાં ભલું કારણ તો જણાયું:
સંધિ કરાવા રિપુ ગ્રીષ્મ સાથે શું મોકલ્યો સાંધિક મેઘનાથે? ૧

ત્યાં સામ ને દામ ઉપાય કીધા, ભલે પ્રકારે વળી ભેદ દીધા;
ઘણાં ઉઠાવ્યાં નહિ શુષ્ક કેરાં, વાનાં વિવેકે કરતાં ઘણેરાં. ૧૧
નક્કી થયું, દંડ ઉપાય પાખે તે આપણું તો નહિ માન રાખે,
માથા ફરેલો કદિયે ન માને, કોઇ તણી વાત ધરે ન કાને. ૧૨

દોહરો

સામ દામ કે ભેદથી સમાધાન જો થાય,
ધરાધણી કે ઘરધણી કરે ન કલેશ ઉપાય. ૧૩

ભુજંગી

કહે ગ્રીષ્મ રાજા : સુણો શુષ્ક વીર, વડો ફોજમાં એક તું છે અમીર;
પૂછું તુજને આજ હું એ જ માટે, હવે આપણે ચાલવું કેમ વાટે? ૧૪
ગણું શત્રુથી કે મચાવું લડાઈ? જીતી શત્રુને, પામવી છે વડાઈ.
કહે શુષ્ક મંત્રી સુણી વેણ એવું : વિના જુદ્ધ કીધે નથી રાજ દેવું. ૧૫
દૂતો મેઘના બિંદુ-રૂપે જણાશે, જુઓ, તેહને આપણા દૂત ખાશે.
અજા જાતિ છે સિંહનો જેમ ચારો, દૂતો મેઘના તેમ ચારો અમારો.૧૬
ધખેલી તવીમાં પડે બિંદુ જેમ, થશે મેઘની ફોજનો નાશ તેમ.
દીસે મેઘને શિર છે રામ રૂઠ્યો; લડી જીતવા આપણી સાથ ઊઠ્યો. ૧૭
નથી જાણતો ગ્રીષ્મનું જોર કેવું, નથી બાળના ખેલ છે રાજ લેવું.
જુઓ, સ્વર્ગમાં સૂર્ય ભૂપાળ જે છે, ખરો આપણો માનીતો મિત્ર તે છે.
રવિ મેઘનાં બિંદુને ચૂસી જાશે, રહે બાકી તે આપણા દૂત ખાશે.
કદાપિ વળી જો રહી જાય બાકી, બધાને ગ્રહીને કરે સિંધુ ફાકી. ૧૯
જુઓ, આપણા મિત્ર છે સિંધુ જેવા, કૂદે છે મહા જોરથી આજ કેવા!
ડરીને હઠ્યાથી અકીર્તિ પમાય; જુઓ, આપણો ક્ષત્રીનો ધર્મ જાય.૨૦
રણે મોત જો થાય તો સ્વર્ગ જૈયે, સદાકાળનું સ્વર્ગમાં સુખ લૈયે.
ડરીને હઠી જુદ્ધથી જે જીવે છે, જીવે તોય લોકો મુઓ તે કહે છે. ૨૧

જુઓ, વિશ્વમાં સૌ શૂરાને વખાણે, જનેતા તથા તાતને ધન્ય જાણે-
લડે એકલો જે શૂરો લાખ સામો, પડે દેહ તો તે ન જાણે નકામો. ૨૨

પતિસંગ જેને સતી દેહ બાળે, શૂરા તેમ સંગ્રામમાં દેહ ગાળે.
લડાઈ લડ્યાનો હૃદે હર્ષ રાખે, ભયે ભીત થૈ દીન ભાષા ન ભાખે. ૨૩

દોહરો

ગ્રીષ્મ ભરાયો ગર્વથી સુણી મંત્રીની વાત,
ચડાઈ મેઘે આદરી સંગ્રામે સાક્ષાત્. ૨૪

વર્ષાદ આવવાનાં ચિહ્ન

શાલિની વૃત્ત

ઈંડાં લૈને કીડિયો નીકળી છે, ટોળે ટોળે એકઠી થૈ મળી છે.
જાણે એ તો લોકને ધૈર્ય દે છે: વૃષ્ટિ થાશે એમ તે સૂચવે છે. ૨૫

પક્ષી મંડ્યાં ગૂંથવા ઘાસમાળા; લોકો જાણે વૃષ્ટિના એ જ ચાળા-
કાચિંડાને રંગ રાતો ચડ્યો છે, કંકુપત્રી વૃષ્ટિને લાવિયો છે. ૨૬

કોઈ ઠામે દેડકાં બૂમ પાડે; લોકોને શું ધૈર્ય એ તો પમાડે!
મીઠા કેરા પાત્રમાં થાય પાણી; લોકે લીધું વૃષ્ટિ થાવાનું જાણી. ૨૭

વસંતતિલકા વૃત્ત

પાંખે કરી ચકલિયો રજ અંગ નાંખે;
જાણે નિમજ્જન કરે નિજ અંગ આખે.
એવે મિષે મનુષને મન ધૈર્ય દે છે:
વૃષ્ટિ થવાનું શુભ કારણ સૂચવે છે. ૨૮

જાણ્યું થયું મિલન ભાસ્કર-કર્કરાશિ,
છે કર્ક જાત જગમાં જળના નિવાસી.
જેવો સુસંગ કરશે, શુભ તેનું કામ;
એવું વિચારી જન લે મનમાં વિરામ. ૨૯

ઉપજાતિ વૃત્ત

જો આ વળી આભ જણાય રાતો, વર્ષાદ આવ્યાની નિશાની આ તો.
ઇંદ્રે કર્યો ઓચ્છવ હોય રૂડો, આકાશમાં જેમ ગુલાલ ઊડ્યો. ૩૦

આકાશમાં સુંદર મચ્છ તાણ્યો, જોતાં હવે મેઘ સમીપ જાણ્યો.
શું ગ્રીષ્મના સામું ધનુષ્ય તાણ્યું ? નસાડવાને ઉર વૈર આણ્યું ? ૩૧

ઊંચી જગ્યોએ વનમાં ટિટોડી ઈંડાં મૂકે તો નહિ વૃષ્ટિ થોડી.
શું એટલે સુધી ચવાનું પાણી, ઈંડાં મૂક્યાં હોય ભવિષ્ય જાણી ! ૩૨

જો, વીજળી આ ઝબકે ઈશાની, તે સત્ય વર્ષાદ તણી નિશાની.
જાણે અર્ધ ઈશ્વર કેરી દૃષ્ટિ, તેથી થશે વિશ્વ વિશે સુવૃષ્ટિ. ૩૩

જો, ચંદ્રને આ જળનું કૂંડાળું આકાશમાં આજ દીસે રૂપાળું;
આડી રૂડી સૂર્યમુખી ધરી છે; ચડાઈ શું મેઘનૃપે કરી છે ? ૩૪

વેપારી વિદેશ થકી વળે છે; કુટુંબને આવી સુખે મળે છે.
જાણે સુણી બે લડનાર રાજ, સંભાળ લીધી ઘર કેરી આજ. ૩૫

વસંતતિલકા વૃત્ત

આકાશ સ્વચ્છ નથી, કાંઈક શ્યામતા છે,
તારા શશાંક પણ સ્વચ્છપણું તજ્યા છે;
જાણે વડા નરપતિ તણી વ્યાપી છાયા,
ઝાંખા પડી અવર ભૂપતિયો દબાયા. ૩૬

જો ઘંટનાદ બહુ દૂર સુધી સુણાય,
ભૂંડાણથી નીકળતો સ્વર સૂક્ષ્મ થાય;
જાણે કર્યું અશન તાંબુલનું ગવૈયે,
તેથી ઝીણો સ્વર ઊઠ્યો, મન ધારી લૈયે. ૩૭

સંચારતા જન, જુઓ વળી છાપરાંને;
સંભાળ નવીન ઘરને ઝટ ઢાંકવાને;
જાણે વડો નરપતિ પુરમાં પધારે,
શોભાવવા પર વિશેષ ઘરો સધારે ૩૮

## મેઘરાયની ચડાઈ

ભુજંગી

જુઓ, શિખરે વાદળાંનાં બિરાજે; ઊભા જાણિયે પર્વતો હોય આજે.
મહા દુઃખ પોકારવા કેરી આશે ગયા પર્વતો જાણિયે ઇંદ્ર પાસે. ૩૯
જુઓ, વાદળાં આમથી તેમ દોડે, મળે કોઈ તો એક બીજાની જોડે;
દીસે જાણિયે ફોજનાં જૂથ જાય, ચડ્યો ગ્રીષ્મની ઉપરે મેઘરાય. ૪૦
વળી વાદળાંની છટા કેવી છાજે, રૂડા ઇંદ્રના જેમ હાથી બિરાજે;
નમેલાં દીસે ભૂમિની પાસ કેવાં, સુશોભિત તે હાથીની સૂંઢ જેવાં. ૪૧
જતીઓ જુઓ એક હામે ઠરે છે; કથા કીર્તનો લોક સૌ સાંભળે છે;
હરે ગ્રીષ્મના કષ્ટને એમ જાણે, પ્રભુનો પૂરો પાડ પ્રેમે વખાણે. ૪૨
કરે આભમાં વીજળી ચમ્મકારા, ઝબૂકે ઘણી જાણિયે શસ્ત્રધારા;
થયા આભમાં કાટકાના કડાકા, દીસે જાણિયે તોપના તે ધડાકા. ૪૩
ઊઠી ગર્જના મેઘની ત્યાં નિશંકા, દીધા જાણિયે નોબતે ઘાવ ડંકા;
ધ્વનિનો વળી અર્થ એવો ઠરે છે, મહા મેઘરાજા મુખે ઊચરે છેઃ ૪૪
જઈ ગ્રીષ્મ સાથે કરું યુદ્ધ મોટું, નહિ તો ન રાજા ધરું નામ ખોટું;
લડી ગ્રીષ્મના કાળને હું હઠાવું, ચડેલા મદે સિંધુને હામ લાવું. ૪૫
બધા દેશમાં ફોજ ફેલાવી મૂકું, ચડું ચાહીને હામ એને ન ચૂકું.
કરીને પ્રતિજ્ઞા ચડી મેઘ આવ્યો, અસંખ્યાત સાથે સજી સૈન્ય લાવ્યો. ૪૬
સુણી મેઘવાણી થયા સજ્જ સર્વે, લડે ફોજ બે રાખીને ખૂબ ગર્વે;
પડ્યાં મેઘનાં બિંદુ ત્યાં ખૂબ તૂટી, લીધા તેહના પ્રાણ તો સદ્ય લૂટી. ૪૭
લડે ખૂબ વર્ષાદ ને ગ્રીષ્મ કાળ, ભલા ચરવીરો દીસે એ ભૂપાળ;
ગઈ મેઘની ફોજ ઝાઝી મરાઈ; થયા શુષ્ક વીરો ગયા ખૂબ ખાઈ. ૪૮
કર્યાં-રૂપ થૈને પડ્યા કૈં સિપાઈ, તથાપિ ગયા ગ્રીષ્મના હૂલ ખાઈ;
જુઓ, નીરના ચાલિયા ખૂબ રેલા, દીસે જાણિયે લોહીના તે અનેલા. ૪૯

ચઢ્યો ક્રોધ વર્ષાદને ચિત્ત એથી, કરી ગર્જના ખૂબ તે કાળ તેથી;
અસંખ્યાત ત્યાં સૈન્ય થૈ સજ્જ આવ્યું, ભૂમિ ઉપરે યુદ્ધ ભારે મચાવ્યું.૫૦
જુઓ, મોર કેવા ટહુકા કરે છે; દીસે ચોપદારો નકી ઊચરે છે.
થઈ નીરનાં બુંદની વૃષ્ટિ એવી, દીસે યુદ્ધમાં બાણુની વૃષ્ટિ જેવી.૫૧
જુઓ, દાદુરો શબ્દ કેવા કરે છે; દીસે આરબી બેરખો ઊચરે છે.
મહી ઉપરે નીર–રેલા ચલાવ્યા, દીસે જાણિયે મેઘના દૂત આવ્યા.૫૨

દોહરો

અમત કરીને ગાય છે ગુણિજન રાગ મલાર;
જાણે સિંધુ રાગ તે ગાય યુદ્ધ મોઝાર. ૫૩

ઉપજાતિ વૃત્ત

ખેડુ જનો વાવણિયો કરે છે; વિશેષ આશા ઉરમાં ધરે છે;
જે સ્વર્ગમધ્યે સુખને ચહે છે, તે જેમ અન્નાદિક દાન દે છે. ૫૪

ભુજંગી

તળાવો તથા કૈંક ખાડ્યો ભરી છે,
દીસે જાણિયે છાવણી તે કરી છે;
જુઓ, નીરનાં પૂર આવ્યાં નદીમાં,
દીસે જાણિયે સૈન્ય ચાલ્યું [1]મહીમાં. ૫૫
મળી ઝર્ણ ઝાઝાં નદી મોટી થાય,
ગિરિ ભેદીને[2] ઝાડને ખેંચી જાય;
મળી જેમ ઝાઝા જનો સંપ જોડે
મહા-જોરવાળા તણું જોર તોડે. ૫૬
કહું આ નદીઓ તણું પૂર કેવું,
જણાએ જુવાની તણું જોર જેવું;

૧. મહી–પૃથ્વી
૨. ભેદીને–તોડીને

તરે ઝાડને તોડતી કેવી હીંડે;
છક્યો મંત્રી પાડોશીને જેમ પીડે.　　૫૭

દોહરો

છાઈ ધરા લીલે તૃણે; ઘન છાયો આકાશ;
સુખકારી સહુ લોકને સુંદર શ્રાવણ માસ.　　૫૮

ભુજંગી

જુઓ, માનવીઓ કરે ખૂબ મેળા;
ભલા લોક ભાગોળમાં થાય ભેળા;
મળી મિત્ર સાથે જનો ખૂબ ચાલ્યા,
સજી સૈન્યને યુદ્ધમાં જેમ ચાલ્યા.　　૫૯

જુઓ, દીસતી ગાડિયો દોડતી છે,
ઘણા ઘૂઘરાના સ્વરે ગાજતી છે;
ઘણી જુક્તિવાળો બનેલો જયો છે;
રૂડા જાણિયે ઇંદ્ર કેરા રથો છે.　　૬૦

જુઓ, સિંહ સંક્રાંતિએ ભાનુ આવ્યો,
ઘણું સાથ વૃષ્ટિ તણું સૈન્ય લાવ્યો.
ડરે રેલથી સર્વ સૃષ્ટિ બિચારી,
દીઠી સૂર્ય દેવે સજી સિંહસ્વારી.　　૬૧

ચડ્યો જે સમે ખૂબ વર્ષાદ ખાસો,
થયો તેથી ચોટા વિશે તો તમાસો;
અહીંથી તહીં દોડતા લોક ભાસે,
ચના યુદ્ધમાં કાયરો જેમ નાસે.　　૬૨

કંઈકે શિરે ખેસ તો ઢાંકી દીધો,
ડરી જાણિયે નારીનો વેશ લીધો!
કંઈકે શિરે છત્રિયો ઓઢી સારી,
જુઓ, મેઘરાયે કર્યાં છત્રધારી.　　૬૩

દોહરો

નદી તળાવો નીરથી ભરાઇને ઊભરાય;
રણસંગ્રામ પ્રવાહ–સમ જોતાં છબી જણાય. ૬૪

ભુજંગી

સૂકાં ઘાસ ને ધૂળ ખેંચાઈ ચાલી, લીધા જાણિયે ગ્રીષ્મના દૂત ઝાલી;
ગિરિને શિરેથી શિલા આખડે છે, દીસે જાણિયે મસ્તકો તે પડે છે. ૬૫
તણાયાં સૂકાં કાષ્ઠ ત્યાં મોભ જેવાં, દીસે હાથ ને પાત્ર કે અંગ એવાં;
વડાં ઝાડ ત્યાં કોઇ ખેંચાઈ જાય, દીસે ફોજના જેમ હાથી તણાય. ૬૬

દોહરો

ભુત પ્રેત વૈતાળ ત્યાં આવ્યા મળી અથાક;
દે બળિદાન, ધૂણે ભૂવા, વાજે ડમરુ ડાક. ૬૭

મનહર છંદ

વાદળાંના ગોટેગોટા જતા આવતા ન જાણ,
મોટી જટાવાળાં તે ભૂવાનાં ડોકાં ડોલે છે;
ઠંડા દિન જાણીને ઉજાણી આ ન જાણીશ તું,
ખીર વડાં બાકળાનો તે ઉતાર તોલે છે;
ચમકીશ નહિ; નથી વીજળીનો ચમકાર,
મહિષને મારવાને ખટક તે ખોલે છે;
ગાજતો નથી ગગન ઘન, દલપતરામ,
ઓંએ ઓંએ ઓંએ ઓંએ ડાકલું તે બોલે છે. ૬૮

ભુજંગી

બધો દેશ પાણીથી ભીંજાવી દીધો,
દીસે ગ્રીષ્મના હાથથી દેશ લીધો;
રહ્યા છોડ લીલા બધે ઠામ જામી;
નથી જાણિયે તે પ્રજા સુખ પામી. ૬૯

 

બધું વિશ્વ તો નીરથી ધોઈ દીધું,
દીસે જાણિયે સૂતકી સાફ કીધું;
પડ્યાં ગ્રીષ્મમાં પ્રાણીનાં હાડ ચામ,
ગયાં સર્વ ધોવાઈને સિંધુ—ઠામ. ૭૦

ઘણાં ઘાસ ને છોડ દીધા ઉખાડી;
ધરી જાણિયે ભૂમિયે લીલી સાડી;
લીલા રંગના આ થયા પર્વતો છે,
લીલી કાંચળી જેમ ઢાંક્યાં સ્તનો છે. ૭૧

જુઓ, આ દીસે કેવું મોટું તળાવ;
બન્યો જાણિયે ભૂમિનાભિ બનાવ.
રૂડી કેવી ઝાડી પ્યીલી નીકળી છે;
રૂડી જાણિયે અંગ રોમાવળી છે. ૭૨

બહુ જાતિનાં ઊપન્યાં ખૂબ પ્રાણી,
દીસે પ્રાણિયોથી જ ભૂમિ ભરાણી;
થયો જાણિયે ભૂમિમાં ભૂપ સારો,
થયો તે થકી વસ્તી કેરો વધારો. ૭૩

દોહરો

ઊપજ્યાં ઝાઝાં અળશિયાં, બીજાં જંતુ આજ;
નિર્બળ પણ સુખી થાય છે જેમ થયે શુભ રાજ. ૭૪

ભુજંગી

ભૂમિમાં દીસે ઇંદ્રગોપો અપાર, તૂટ્યા જેમ ગુંજા તણા હોય હાર;
થઈ આજ કાંતો પ્રવાળોની વૃષ્ટિ; સજી હાર શોભી રહી સર્વ સૃષ્ટિ. ૭૫
જુઓ, નિર્જળાં સ્થાનમાં નીર જામ્યાં, જનો પામરો જાણિયે દ્રવ્ય પામ્યાં.
તળાવે બહુ દેડકાં બૂમ પાડે, ભલી ભેંસનાં જેમ પાડાં બરાડે. ૭૬

ગયાં સારસો તો ઊડી સિંધુ-તીર, નિહાળી તળાવો તણું ડોળું નીર;
કુબુદ્ધિ તણા જેમ દેખે તરંગ, તજે સજ્જનો સદ્ય તેનો પ્રસંગ. ૭૭

જુઓ, પક્ષી કલ્લોલ કેવાં કરે છે, અહીંથી તહીં ઊડતાં તે ફરે છે;
દીસે જેમ આકાશના કાસદો છે, સમાચાર દેવા સુરસ્તો ગ્રહ્યો છે. ૭૮

બપૈયા તથા કોકિલા શબ્દ બોલે; સુણીને તપસ્વી તણાં દિલ ડોલે;
કહું ઉપમા, શબ્દ કેવા ગણાવ, મધુરે સ્વરે નાયકા જેમ ગાય. ૭૯

કળા પૂરીને શોભિતા મોર કેવા, દીસે દેવને શિર મુકુટ જેવા;
ઘણા ઊજળા આ બગો જોઈ લીધા, દીસે જેમ સાબૂ વડે સાફ કીધા. ૮૦

જુઓ, આ બગો આ જઈ પાસ[1] બેઠા, નહિ ઊતરે ઝાડથી આપ હેઠા;
દીસે જાણિયે આળસુ દ્રવ્યવાન, પિયે ખાય બેસી રહે એક સ્થાન. ૮૧

બકી[2] લાવી ચારો ધરે મુખ આગે, વળી ચાંચથી મારવા કાંઈ લાગે;
રચ્યું નારીનું ખાઈને દુઃખ બોલે; અરે બાળ આ સુખને, એમ બોલે. ૮૨

વીંટાયા તરુ ઉપરે ખૂબ વેલા, દીસે બખ્તરો ટોપ જાણે ધરેલા.
લીલાં ઘાસ ગાયો મૃગો તે ચરે છે, સુરાજ્યે પ્રજા જેમ સુખે ફરે છે. ૮૩

સુરાજ્યે પ્રજા-વંશ-વિસ્તાર જેવા, ઊગ્યા ખેતરે અન્નના છોડ એવા.
દીસે શ્વેત ડોડા, જુઓ, કેવડાના, ભલા હોય તે જેમ ભાલા થરાના. ૮૪

ઊગ્યા અત્ર માંજારીના ટોપ કેવા; રચ્યા હોય રૂપા તણા ટોપ જેવા.
હશે વેંતિયા માણસોનો મુકામ, રચ્યાં હોય તંબૂ તણાં જેમ ધામ. ૮૫

ઉપજાતિ વૃત્ત

કહું ભલાં સૂરજ-ફૂલ કેવાં, જોતાં દીસે વર્તુળ ઢાલ જેવાં;
જો, રંગ પીળે જગમાં જણાયાં, જાણે રૂડા વીરરસે રસાયાં. ૮૬

---

૧. બગલો જયા ઝાડ ઉપર બેસે છે તે નીચે ઊતરતો નથી અને બગલી તેને ખોરાક લાવીને ખવરાવે છે અને ચાંચો મારતી જાય છે. નરસિંહ મહેતાના પદમાં છે કે " જે રવે બગલો પારસ ચરે."

૨. બગલી

દોહરા

ફૂલ્યાં ફૂલ અનેકધા; કહું શોભા તે કાળ;
આવી અનેક અપ્સરા વરવા લૈ ફૂલમાળ. ૮૭

ગુલાબ ને બટમોગરો, પારિજાત, ધંતૂર,
વળી ફૂલ્યો વનકેસરો; પુષ્પ દીસે ભરપૂર. ૮૮

અમરિતિયો, જાસૂદ, વળી કદંબ ફૂલ્યાં ફૂલ;
બકુલ ચંબેલી તણાં ઓપે પુષ્પ અમૂલ્ય. ૮૯

ભુજંગી

જુઓ, હારસિંગા તણાં ફૂલ સારાં, પીળી પાઘડી ઓઢણી રંગનારાં;
ધર્યો જેમ સંગ્રામનો રંગ અંગે, દીસે અપ્સરાઓ અતિશે ઉમંગે. ૯૦

લીલા આમલીએ થયા કાતરા છે, દીસે દેવીનાં કાંકણો જેમ આ છે;
જુઓ, છોડ કેવા દીસે પુષ્પ કેરા, દીસે પૃથ્વિયે પુષ્પના હાર પે'ર્યા. ૯૧

કહું, શોભિતા કેળના થંભ કેરા, જુઓ, જાણિયે શોભિતા જાંઘ જેવા;
વળી એક ઊંચું જુઓ ઝાડ લાંબું, ફળી લાગિયાં જેહને ખૂબ જાંબુ. ૯૨

દીસે જાણી બંદૂકની ગોળિયો છે, મહા મેઘની ફોજથી આવિયો છે;
મહા જોરથી ખૂબ મારો ચલાવ્યો, ઋતુ ગ્રીષ્મને તે થકી શું હઠાવ્યો? ૯૩

ઉપજાતિ વૃત્ત

રવિ શશી વાદળિયે છવાય, ખુલ્લા વળી તે ઘડીમાં જણાય;
સગ્રામ-મધ્યે શૂરવીર જેમ અદશ્ય થૈ દર્શિત થાય તેમ. ૯૪

અંધારિયું ને વળી વૃષ્ટિ થાય, બિહામણી રાત ઘણી જણાય;
તે જેમ સંગ્રામ-સમે અતિશે સંગ્રામભૂમિ ભયભીત દીસે. ૯૫

દોહરો

તમરાં બોલે રાતમાં, જેમ નુપુર-ઝણકાર;
જાણે રણભૂમિ વિશે ભૂત તણા ભણકાર. ૯૬

ઇંદ્રવજ્રા વૃત્ત

જો, આગિયાના ચળકાટ થાય, ઘૂમે મહીમાં નભમાં ધણાય;
જ્યારે છૂપ્યા સૂર્ય શશાંક જેવા તેજસ્વી, ત્યાં જીવ જણાય તેવા. ૯૭

દોહરા

આવી શ્રાવણી પૂર્ણિમા[1]; વીતો વર્ષાકાલ;
નામ ફેરવી ધારશે હવે શરદઋતુ હાલ. ૯૮

જેમ જુવાની જન તણી જતાં વૃદ્ધ કે'વાય,
તે રીતે, દલપત કહે, જુદું નામ જણાય. ૯૯

થાય શરદમાં દર્દ-ભય મરદ મેરીને શીશ;
રક્ષા-બંધન લઈ ધરે ગુરુજનની આશિષ. ૧૦૦

## ૧૩. શરદ ઋતુનું વર્ણન

દોહરો

શ્રાવણ વદથી શરદ ઋતુ, કાં કન્યા સંક્રાંત,
જે ઋતુમાં જોતાં પડે સાગર સરિતા શાંત. ૧

ઉપજાતિ વૃત્ત

થયો અગસ્ત્યોદય પૂર્વ ભાગે, જેણે પીધો'તો નિધિ સર્વ આગે;
જાણે નિધિને ડર દિલ જાગ્યો, તેથી હવે શાંત થવા જ લાગ્યો. ૨

માલિની વૃત્ત

અગન સૂરજ કન્યા રાશિમાં વાસ કીધો,
નિજ પતિ તરુણીએ હસ્તમાં જેમ લીધો;

1. અથવા સિંહ સંક્રાંતિ પૂરી થતાં વર્ષાઋતુ પૂર્ણ થાય એમ પણ

રવિથી ઘર તણું તો થાય તોફાન થોડું,
જન-મદ ઊતરે છે જેમ થાતાં સજોડું. ૩

પવન પણ હતો જે પ્રૌઢ તોફાનકારી,
ધરણી ગગન ધીમી છે ગતિ આજ ધારી;
સમજુ જન વિચારી જુક્તિથી જાણી લેશે,
અતિશય મદ નિત્યે કોઈનો ના રહેશે. ૪

વરુણ દિશ તજીને પૂર્વનો વાયુ[1] આવે,
કદી કદી જલવૃષ્ટિ પૂર્વમાંથી જ લાવે;
મનુષ-મન તરંગો જેમ જુદા જણાય,
કદી કદી ફરી જાતાં વેગ જુદે જ જાય. ૫

મનહર છંદ

મીન સંકરાંત પછી પવન પશ્ચિમ તણો,
કન્યા સંકરાંતથી ઈશાન તણો આવશે.
કહો, એવા પવનનો ભરૂસો કરશે કોણ?
નક્કી એક રીત નિત્ય નહિ તે નિભાવશે.
જે જનના મગજમાં પવન ભરાતો હોય,
એવાનો ભરૂસો કોણ અંતરમાં લાવશે?
કહે દલપત, તેની પ્રીતની પ્રતીત નહિ;
મન તણો મર્મ કહે પછી તે પસ્તાવશે. ૬

માલિની વૃત્ત.

જલધિ પણ, જુઓ, આ શાંતતા સારી પામ્યો,
મદ અધિક ચડેલો જેહનો તે વિરામ્યો;
સ્વલ્પ-ભણિત-વિદ્યા જેમ અવિદ્ર થાય,
ભણતર ભણી ઝાઝું ગંભીરાઈ જણાય. ૭

---

1. એને 'વેપારી પવન' કહે છે.

જગપથ-ગતિકારી નાવ ચાલ્યાં વિદેશે,
નૃપ-અમલ થાતાં ન્યાય ચાલે વિશેષે;
નહિ જલદી ડુબાવે, એમ વિશ્વાસ આવે,
સુજનપણું નિહાળી જેમ શંકા ન લાવે. ૮

ઉપજાતિ વૃત્ત

હવે જુઓ, આ વળી હાથિયાએ[1] શું ફેરવી સૂંઢ અમત્તતાએ?
વૃષ્ટિ વિશેષે કરવા મચેલો, તેણે કર્યો શું અતિ યુદ્ધ છેલ્લો? ૯

માલિની વૃત્ત

કદીક નભ ચડે છે વાદળાં શ્વેત રંગે,
શરદ જલદ છાઈ વૃદ્ધતા જેમ અંગે;
કદી જલદ વૃષ્ટિ સર્વડાંની કરે છે,
મિત ધન પણ દાતા દાન તો જેમ દે છે. ૧૦
નભ પર વિલસે છે વાદળાં શ્વેત કેવાં,
હિમગિરિ-શિખરો તે શોભતાં હોય જેવાં;
કદી કદી રવિ તેમાં ગુમ થૈને જણાય,
મિત ધન અતિ દાતા જેમ દેતાં લજાય. ૧૧

દોહરો

શરદ તણો સૂરજ સજે અંગે વેશ અપાર;
કોઈ સમે શોષે સલિલ, આપે બની ઉદાર. ૧૨

મનહર છંદ

કોઈ સમે કાળાં વાદળાં સમાન વસ્ત્ર ધરે,
કોઈ સમે શ્વેત વસ્ત્રે વાદળાં સાજે છે;

---

૧. સપ્ટેમ્બર બેસતાં જે ૧૩ દહાડામાં વરસાદ થાય તે. પછી ચિત્રાનો તાપ પડે, તે પછી છેલ્લો વરસાદ સ્વાતિનો ઑક્ટોબરના પહેલા અઠવાડિયા સુધીમાં થાય છે.

કોઈ સમે રાતાં ધરે કસુંબાના રંગ જેવાં,
કોઈ સમે પીળાં પણ છતે જોતાં છાજે છે;
કોઈ સમે ઢાંકે મુખ, કોઈ સમે ખૂલે મુખ,
કોઈ સમે ચૂપ રહે, કોઈ સમે ગાજે છે;
શાંતપણું તીવ્રપણું સજે આ તે શરદનો
રવિ રાય છે કે બહુરૂપી આ બિરાજે છે? ૧૩

માલિની વૃત્ત

શરદ ઋતુ સમામાં સ્વચ્છ આકાશ દીસે,
દરપણ શુભ માંજ્યું જેમ ઓપે અતિશે;
ચળક ચળક થાતું ચંદ્રનું બિંબ ચારુ,
અમળ કમળ ઓપે નીરમાં જેમ સારું. ૧૪

ચળક ચળકે થાતું ચંદ્રનું બિંબ કેવું;
સરસ વદન શોભે રાત્રિ રાણીનું જેવું,
વળી ગગન વિશે આ સ્વચ્છ તારા ઘણા છે,
રજનિ તરુણીના શું હાર હીરા તણા છે? ૧૫

શશિ-સનમુખ ભાળે ચાહી ચાહી ચકોરી,
જનમથી જ બાંધી પ્રેમની જેમ દોરી:
પ્રભુ-પદ પર પ્રેમી એ રીતે પ્રેમ આણે,
અવર સકળ મિથ્યા જીવમાં એમ જાણે. ૧૬

કુમુદિની રજનીમાં ચંદ્ર દેખી ખીલે છે,
દિવસપતિ નિહાળી દુઃખ પામી લળે છે;
મૂરખ મનુષ રોગીને સદા સ્નેહી જાણે,
પરમ પુનિતને તો દેખીને દુઃખ આણે. ૧૭

કુમુદ કમળ સાથે જન્મીને ઊછરે છે,
પણ શશી-રવિ સાથે સ્નેહ જુદા કરે છે;

જનમ જનની એક તોય જુદા સ્વભાવ,
વિબુધ જન વિલોકો ઈશ્વરી એ બનાવ. ૧૮

અધિક[1] વિમળ ઓપે આજ આકાશગંગા,
નભ મકરરાશિ[2] મધ્ય ભાગે પ્રસંગા;
લઘુ લઘુ બહુ તારા કેરી તે છે પ્રભાવ,
વિગતિ સરવ જોતાં દુર્બિને તે જણાય. ૧૯

## ભૂભામિની વિશે

### ભુજંગી છંદ

લીલાં ચીર ચોખાં ધર્યાં આપ અંગે,
જુઓ, જાણિયે જે ભર્યાં ઉમંગે;
રસીલી રચ્યો વેશ રૂડો રૂપાળો;
ભલી ભૂમિકા ભામિની-રૂપ ભાળો. ૨૦

છવાઈ રહ્યા અન્નના છોડ છાજે,
રૂડી રીત રોમાવળી જેમ રાજે;
નિધિ નીરનો નાભિ જેવો નિહાળો;
ભલી ભૂમિકા ભામિની-રૂપ ભાળો. ૨૧

ભલો હામ હામે દીસે ભેજ કેવો,
વળ્યો જાણિયે પંડ માંહી પ્રસેવો;
નદી-નીર-રેલો તેણે છે ઉછાળી;
ભલી ભૂમિકા ભામિની-રૂપ ભાળો. ૨૨

ફૂલ્યાં ફૂલનાં ઝાડનાં ક્યારડા છે,
ધર્યા જાણિયે હોંશથી હારડા છે;

---

1. પૂર્વાર્ધ ખગોળ ને ઉત્તરાર્ધ ખગોળની હદમાં, તે બંનેને જુદા પાડનારી આકાશગંગા છે. તે મકર રાશિમાં થઈને મિથુન ને કર્ક રાશિની વચ્ચે નીકળે છે.

મણિ શ્વેત માળા સમાને મરાળો;
ભલી ભૂમિકા ભામિની-રૂપ ભાળો. ૨૩

રૂડા મોરના શોર શા હું વખાણું?
સતી જાણિયે ગાય છે શુદ્ધ ગાણું;
ટળ્યો કંપ દેખી દિલેથી ઉકાળો;
ભલી ભૂમિકા ભામિની-રૂપ ભાળો. ૨૪

ગિરિ-શિખરે વાદળાંની ઘટા છે,
છૂટેલા ભલા ચોટલાની છટા છે;
લઘુ પર્વતો તે ધરે કુચ ઢાળો;
ભલી ભૂમિકા ભામિની-રૂપ ભાળો. ૨૫

ધજા દેવળો ઉપરે ખેલ ખેલે,
છબીલી છૂટા છેડલા જેમ મેલે;
જુઓ, તેમનો કુંભ ત્યાં જુક્તિવાળો;
ભલી ભૂમિકા ભામિની-રૂપ ભાળો. ૨૬

થઈ ધૂળ ધોવાઈને, સ્વચ્છ સારી,
કરી સ્નાન જાણે બની શુદ્ધ નારી;
ઝગે છીપ જાણે કરે ચક્ષુ-ચાળો;
ભલી ભૂમિકા ભામિની-રૂપ ભાળો. ૨૭

ચહુ પાસ પંખી ઊડે આસપાસે,
ભલો ગંધ લેવા ભમ્યા ભૃંગ ભાસે;
વિશેષે દીસે વેશ પેટે રસાળો;
ભલી ભૂમિકા ભામિની-રૂપ ભાળો. ૨૮

રવિ અસ્ત ટાણે મળી જુક્તિ મોટી,
ધરી જાણિયે કાનમાં બે અકોટી;
ધર્યો સાડલો રંગ રાતે પનાળો;
ભલી ભૂમિકા ભામિની-રૂપ ભાળો. ૨૯

पति मेघ आकाश चोपास आव्यो,
मणि मोती ते केटलांएक लाव्यो;
सतीनो थयो देह देखी सुपाळो;
भली भूमिका भामिनी-रूप भाळो. ३०

पति मेघराजा तणो पामी प्यार,
संजव्या पतिदेव शृंगार सार;
पूरो हर्ष पामी प्रिया पृथ्वी नामे
दीठी देवी जेवी ज दलपतरामे. ३१

दोहरो

अंधारुं अर्धांगना, अरधे अंग उजेश;
जाणे पर्वत लाविदो अर्ध नारीनो वेश. ३२

मालिनी वृत्त

नदी-जळ मळ छांडी वेग धीमो जणाय,
मनुष्य-गत-जुवानी शांत ते जेम थाय;
तट समीप तरुओ निर्भये छे निहाळो,
सुजन समीपवासी ते सुखी जेम भाळो. ३३

सरित सर सुशोभे निर्मळां नीरवाळां,
कमळ सरस-रंगी त्यां दीसे छे रूपाळां;
निरमळ मन-मध्ये धर्मनो भाव जेम,
प्रकट सरस शोभे स्वच्छतायुक्त तेम. ३४

भ्रमर बहु भमे छे कुंजनो गंध लेवा,
गुण ग्रहण करे छे ग्राहको सुज्ञ जेवा;
भ्रमर रव करे छे पामी आनंद अंगे,
कविजन शुभ कीर्ति जेम बोले प्रसंगे. ३५

पवन तणी लहेरे पद्मनां वृंद हाले,
करती सुरस केली अप्सरा जेम चाले;

સરિત-સર-તરંગો ચાલતા મંદ મંદ,
સ્થિરમન જન ચાલે જેમ છૂટે સ્વછંદ. ૩૬

સર સરિત થકી, જો, વાણિયા ઊડી જાય,
બહુ રવ કરનારાં દેડકાં ના જણાય;
નિરમળ મનવાળા ભૂપને જેમ છોડી,
કપટી જન ખસે છે સ્વારથી સ્નેહ તોડી. ૩૭

જલદ ઋતુથી જુદો વેશ ધાર્યો નદીએ,
શિશુ-વય-શણગારો ફેરવ્યા જેમ સ્ત્રીએ;
હરિત તૃણ હતાં ત્યાં શેરડા થૈ ગયા છે,
ધરણી શરીર સાડી ધારી જુદી શું આ છે? ૩૮

અવની ઉપર રૂડા સાફ રસ્તા પડ્યા છે,
કવિજન-મનમાં તે દેખી કેવા ચડયા છે;
હતી તન પર સાડી જે લીલા રંગ ભીની,
બદલી નવીન ધારી આ જ પટ્ટાપટ્ટીની. ૩૯

સરિત-સર-તટે છે હંસ ને ચક્રવાક,
મધુર સ્વર ઉચારી હર્ષ પામે અથાક;
વિમળ જળ વિલોકી આવિયા પક્ષી એવા
સુજન અમલ સારે જેમ આવે રહેવા. ૪૦

ઉપજાતિ વૃત્ત

પ્રસન્ન થૈ પોયણી ચંદ્ર પેખી,
પ્રસન્નતાનો શુભ કાળ લેખી:
આપે જનોને ફળ તે [1]ધીતેલાં,
શિશુ દીસે તેથી ખુશી થયેલાં. ૪૧

તુલા-સમીપે રવિ આજ આવ્યો,
ભલી વિધિ શું ધનસાર લાવ્યો?

---

૧. પોયણીનાં ફૂલનો નીચેનો ગર

તોળી કર્યાં છે દિન રાત્રિ તુલ્ય,
ભાસે ન તેમાં પણ માત્ર ભૂલ્ય. ૪૨

માલિની વૃત્ત

અતિ વનવન દીસે અન્નનો પાક સારો,
પલટણ સમ ઊભી છોડની સીધી હારો;
સરસ સરસ ખેત્રો જ્વારનાં જે જણાય,
હય સહિત ન દીસે સ્વાર જો માંહી જાય. ૪૩

સુકણ કણસલામાં રૂડી રીતે રચાણા,
ધવલ નવલ દીસે જાણિયે મોતીદાણા;
વળી અધિક વિશેષ્યાં ખેતરો બાજરીનાં,
ફળિત ફળ દીસે છે તે કૃપા ઈશ્વરીનાં. ૪૪

મગ મઠ અડદોની શિંગ ચોળાની સારી,
પૃથક પૃથક રંગે બીજ તે મધ્ય ધારી;
પૃથક પૃથક ગુણો ઈશ્વરે ઉપજાવ્યા,
જન-મન નવ જાણે વસ્તુ શીના બનાવ્યા. ૪૫

કૃષિક-પુરુષ-નારી ક્ષેત્રમાં ગીત ગાય;
અધિક કણ થયેલાં અન્ન તે ત્યાં જણાય;
જગતપતિ પ્રભુએ અન્ન-ભંડાર આપ્યો,
અધિક હરખ એથી વિશ્વમાં જેમ વ્યાપ્યો. ૪૬

તિતિર ચકલી સૂડા આવતાં અન્ન ખાવા,
કૃષિક પથર નાંખે ગોફણે તે ઉડાવા;
ધરરર ગરજંતી જેમ બંદૂક ગોળી,
નીરખી વિહગ નાસે શત્રુની જેમ ટોળી. ૪૭

કૃષિ જન ચડી માળે જોરથી બૂમ પાડે,
વિચરિત વિહગોની ટોળીને તે ઉડાડે;

સકળ વન રહ્યું છે તે સ્વરે ખૂબ ગાજી,
નીરખી જન પ્રવાસી ચાલતાં થાય રાજી. ૪૮

મનહર છંદ

એક ભોળો બાબો મોટા ખેતરમાં માળે ચડી,
હરણને હાંકે અને પક્ષીને ઉડાડે છે;
જંગલી જનાવરોને બહુ બિવરાવવાને,
થિર રહી પોતે એક થાળી લૈ બજાવે છે;
એવે સમે ઊંટ આવી ખેતરમાં ખાવા લાગ્યો,
ભોળો બાબો થાળી ઠોકી તેને બિવરાવે છે;
ત્યારે બોલ્યો ઊંટઃ મારે માથે તો ત્રંબાળુ ગાજે,
હાલો થાળી ઠોકે તે લેખામાં કોણ લાવે છે? ૪૯

માલિની વૃત્ત

ખરડ કરી ખડનો ચીંદરાના ઘડાને
લકુટી ઉપર રાખે માનવીના સમાને;
નીરખી હરણ નાસે માનવી એમ જાણી,
અબળ જન[1] નકામું તો કહે કોણ વાણી? ૫૦

તરુ પર ખગ-વૃંદો શબ્દ સારા કરે છે,
જગતપતિ તણી શું કીર્તિ તે ઉચ્ચરે છે?
જમણ જમી જુવંતી જાનમાં જેમ ગાય,
કણ ચરી ખગ-રાગી એમ ગાતી જણાય. ૫૧

ઇંદ્રવજ્રા વૃત્ત

ચિંતા તણો તાપ અમાપ આવ્યો, શું યુદ્ધ ગ્રીષ્મે ફરીથી મચાવ્યો?
તેથી તપ્યા ખેડૂત તો અથાગ તે કૈંક નાશી તજી બાગ લાગ. પર

1 માણસના આકારના ચાડિયા પણ પશુપક્ષીથી ખેતરનું રક્ષણ કરે છે તો નિર્બળ માણસ નકામું કેમ કહેવાય?

તપસ્વિયો જે તપ સાધનારા, પંચાગ્નિનું તાપન તાપનારા,
ચિત્રા તણા તાપથી તાપ પામી જઈ રહ્યા તે તરુ હેઠ જામી. ૫૩

માલિની વૃત્ત

પ્રસુકૃત નિયમો છે તે ઘણા ઉપયોગી,
મરમ મન વિચારે ભોગી કે કોઈ જોગી;
તપ વિણ નવ પાકે અન્ન ક્ષેત્રો વિશે તો,
તપ વિણ ગુણ કોઈ જેમ દીઠો ન લેતો. ૫૪

નવીન નવીન અન્ને પૂર્વજોને પૂજે છે,
જન-મન મુદ પામી શ્રાદ્ધ-કૃત્યો સજે છે:
નિજ બળથી કમાઈ પામીને ખાનપાને,
સપૂત જનમદાતા પિતૃનો પાડ માને ૫૫

કંટળી ફળ વિશેષે આ ઋતુમાં મળે છે,
અશન સરસ લાગે ખાંડ ઘી જો ભળે છે;
કુળ ધન વળી વિદ્યા તે ત્રણે યુક્ત થાય,
જન જગત વિશે તે જેમ રૂડો જણાય. ૫૬

ઉપજાતિ વૃત્ત

ભીંડા મચ્યા છે બહુ ભાદરવાના, છકેલ જેવા ધનવંત નાના;
નહિ ભૂમિમાં મજબૂત મૂળ, પછી વધી કેમ થશે પ્રથૂલ? ૫૭

કુંડળિયો

ભીંડો ભાદરવા તણો વડને કહે: સુણ, વીર,
સમાઉં નહિ હું સર્વથા; તું જ સરવર-તીર;
તું જ સરવર-તીર; સુણી વડ ઊચર્યો વાણી:
વીત્યે વર્ષા-કાળ જઈશ તું ભીંજે જાણી;
દાખે દલપતરામ: વીત્યો અવસર વર્ષાનો,
ગયો સુકાઈ સમૂળ ભીંડો તે ભાદરવાનો. ૫૮

માલિની વૃત્ત

નવલ ધવલ રંગે કાસ્ય[1] પુષ્પો દીસે છે,
ચમર ધરણી-શિરે વારુ શું વિલસે છે!
સરિત-તટ બકોની પંક્તિ દેખાય કેવી;
ધવલ નવલ રંગે હાથીના દાંત જેવી. ૫૯

ફૂલ શુભ પચરંગી થાય ગુલ્બાસ કેરાં,
નિશિ-મુખ સમ એ તે શોભી ઊઠે ઘણેરાં;
ભિન ભિન પ્રતિશાખા રંગનાં ફૂલ ફૂલે,
જગતપતિની માયા દેખીને દિલ ભૂલે. ૬૦

બહુ બહુ વળી રાતાં ફૂલ બપોરિયાનાં,
જળધિ-સુત-પ્રવાળા તુલ્ય દીસે મજાનાં;
વિબુધ કવિ વખાણે ઓહનો રંગ જેવો,
અતિ અચરજકારી ઈશ્વરી ખેલ એવો! ૬૧

ઇંદ્રવજ્રા વૃત્ત

લીધા, જુઓ, ધંતૂર પુષ્પધારી, જાણે રૂપાની શરણાઈ સારી.
ઝેરી ફળો કંટક-યુક્ત દેખો, જાણે લગાવી મજબૂત મેખો. ૬૨

દોહરા

સમજે તે સ્રષ્ટા તણો કાઢે વાંક ન કોય;
કેરીને કાંટા નહિ, ધંતૂર-ફળને હોય. ૬૩

ખેતર પાકયે ખેડુને જેમ કમાણી થાય,
વધે કમાણી વૈદને શરદે તેમ સદાય. ૬૪

ઉપજાતિ વૃત્ત

ટાઢે સમે જો જન પંથ જાય, નીરોગી કાયા જનની જણાય;
એવું વિચારી તન સાફ થાવા, ગર્બો ઠરાવ્યા નવરાત્રિ ગાવા. ૬૫

---

૧. કાસની માંજર

અખંડ દીવો ઘરમાં રખાય; વાવે જવારા વળી હોમ થાય;
તો ત્યાં જુઓ, સ્વચ્છ દશા થવાની; ભલા કરે પૂજન તે ભવાની. ૬૬

માલિની વૃત્ત

રસભર નવરાત્રિ ગર્બિયો ગાય બાળા;
મધુર મધુર શબ્દો ઊચરે તે રસાળા;
મધુર સ્વરથી ગાતી એ રૂડી કેવિયો છે,
સુરભવન થકી શું સંચરી દેવિયો છે? ૬૭
દિન શુભ દસરાનો ભૂમિ-મધ્યે ભજે છે,
સમડી-પૂજન સારુ રાય સ્વારી સજે છે;
પરમુલક લડીને જીતવા કોજ જાય,
અધિક સરસ શોભા એવી એની જણાય. ૬૮

ભ્રાંતાપહ્નુતિ અલંકાર

કિરીટ છંદ

જો સખી, આ ચપળા ચમકે; ચપળા નહિ, શસ્ત્ર તણી ચમકારી;
વાદળ-વૃંદ ધસ્યાં ધરણી પર; ના સખી, છે ગજ, જો નિરધારી;
સોર કરે, સુણ, દાદુર મોર; નહિ સખી, સોર કરે નરનારી;
જો પરજન્ય ચઢ્યો, દસપત્ત; નહિ પરજન્ય, નરેશની સ્વારી. ૬૯

માલિની વૃત્ત

શરદ-પૂનમ-સાંજે ચંદની ખૂબ ખીલી;
પતિ સહ વન જોવા જાય રામા રસીલી;
સજન હળીમળીને આજ બેસે અગાશી,
ઉડુગણ સમ શોભે સ્વચ્છતા સુપ્રકાશી. ૭૦
શરદ-પૂનમ રાતી નામ માણિક્યધારી,
સકળ જન કહે છે: સીપ લે મોતી ધારી;
સુવચન ઉપદેશી નિત્ય જે સાંભળે છે,
[illegible] વચન તેનું જેમ ચિત્તે ઠરે છે

શશિ-સમીપ નિહાળો અશ્વિની છે અનુપ,
ચપળ થઈ ચલો શું ઘોડિયે રાત્રિભૂપ?
હરણ તણી નિશાની ચંદ્રમાં ચિત્ર જેવી,
શશિ-નરપ શિકારી પામિયો પ્રાપ્તિ એવી. ૭૮

દોહરો

શરદ-પૂનમ સોહામણી, શરદ ઋતુનો અંત;
પીઆ દૂધ અશન કરે પ્રીતે કાંતા કંથ. ૭૯

## ૧૪. હેમંત ઋતુનું વર્ણન

દોહરા

શરદ તણી શરદી ગઈ, હવે થયો હેમંત;
પરોઢિયે ઠંડક પડે; ઘટે સૂક્ષ્મ જીવજંત. ૧
કચરા ને કાદવ મટે; દીસે સ્વચ્છ આકાશ;
હિમાળુ વાયુ વહે; આપે ચંદ્ર ઉજાસ. ૨

દિવાળી

માલિની

અધિક હરખ આપે આજ આવી દિવાળી;
જન ઘર શણગારે; વસ્તી દીપે રૂપાળી;
મધુર સ્વર સુવાજાં મંડળીમાં બજાવે;
જગપતિ-ગુણ ગાઈ ભાવ રૂડા બતાવે. ૩

ઉપજાતિ વૃત્ત

ઓઓ નરો સૌ શણગાર સાજી ફરેફરે, અંતર થાય રાજી;
જાણે પ્રભુની બહુ પ્રીત જામી; પ્રજા નવો શું શિરપાવ પામી? ૪

રામા રૂડા આંગણ ચોક પૂરે, ખડી ગુલાલે હળદી સીંદૂરે;
લક્ષ્મી નહિ શું ઘરમાં સમાઈ, આવી દીસે આંગણ ઉંબરામાં? ૫

કદીઈ પાડે રૂળ ચાસણીનાં, ભલી ભલી ભાત જુદી ઘણીનાં;
જોતાં દીસે ઘાટ ઘણા રૂપાળા, જાણે કરે ઈશ્વર-કૃત્ય-ચાળા ૬

માલિની વૃત્ત

નગર સરસ નિર્મ્યાં જેમ ઓપે નવીન,
સરવ ઉપરિ ઓપે આજનો શ્રેષ્ઠ દિન;
ઘર ઘર પ્રતિ દીસે દીપતી દીપમાળા,
અવનિ કરતી હોયે વ્યોમના જેમ ચાળા. ૭

ઉપજાતિ વૃત્ત

જુઓ, બની આતશકોર આજે, જોઈ રુદેમાં જન થાય રાજી.
જોતાં દીસે પા ઘડી ખેલ ખાસો, એવો જ છે આ જગનો તમાસો.૮
કોઠીથી દારૂ સળગી ઊડે છે, જાણે ઊગ્યું કાંચન ઝાડ એ છે;
શાખા દીસે, પત્ર ફૂલો ખરે છે, જોતા થકી માત્ર ખુશી કરે છે. ૯
તે ફૂલ ને જે ફૂલ બાગ કેરાં, છે એક નામે. ગુણ તો જુદેરા;
એવી જ રીતે જગમાં પ્રમાણો, જનો જનોમાં પણ ફેર જાણો. ૧૦
આકાશમાં ઊંચી ચડે હવાઈ, તારા ખરે તે નીરખો નવાઈ;
જાણે ભલું બાણ તહાં ચડાવ્યું, તારા નભેથી જઈ પાડી લાવ્યું. ૧૧
પ્રભા જુઓ પૂર્ણ બપોરિયાની, ભાસે ભલી તે પણ છે કલાની;
જો એવી રીતે જ બપોર થાત તો સૂર્યની પૂછત કોણ વાત? ૧૨
ફટાકિયા તો બહુ દાગ છૂટે, જાણે કરેલા પર ઘાણી ફૂટે;
અનેક આકાર બીજા કર્યા છે, ખજૂરી ને ચાદર ફાળકા છે. ૧૩
વળી પુજી સાકર પાન વેંચે; નાનાં નવાં ખૂબ ખુશીથી ખેંચે,
દેવાલયોમાં અનકૂટ થાય, જનો વિશે હર્ષ ઘણો જણાય. ૧૪

કાર્તિક માસ

ઉપજાતિ

અહો જુઓ, આ વધિયાત એક લાવ્યો દીસે અન્ન ભરી અનેક;
છએ ઋતુનું પય હોય ધાવ્યો એવો, જુઓ, કાર્તિક માસ આવ્યો. ૨૯

ભલે રણ્યા સૌ મળી બાર ભાઈ, કીર્તિ દીસે કાર્તિકની સવાઈ;
સુપુત્ર વિશ્વેશ્વરનો ઠરાવ્યો એવો, જુઓ, કાર્તિક માસ આવ્યો. ૩૦

સેના સજે ભૂપતિ ઠામ ઠામ, ગ્રામાંતરે જૈ કરવા મુકામ;
સેનાપતિનું પદ હોય લાવ્યો એવો, જુઓ, કાર્તિક માસ આવ્યો. ૩૧

તંબૂ વિશે રાજજનો વસાયા, જાણે નહિ તે પુરમાં સમાયા;
કે વસ્તીનો સાગર ઊભરાયો, જમાવ તેનો વનમાં જમાયો? ૩૨

વેપારી લોકો વિચરી વિદેશે વેપારથી લાભ વિશેષ લેશે;
પ્રભાત થાતાં બહુ પંખી જેમ આહાર લેવા ઊડી જાય તેમ. ૩૩

જતિ તજી સ્થાન વિદેશ જાય, વર્ષાઋતુમાં સ્થિર જે જણાય;
સંસારી લોકો વળી સર્વ જોગી પ્રવાસમાં થાય ઘણા ઉદ્યોગી. ૩૪

જાત્રા-નિમિત્તે જન-જૂથ જાય, મેળા ઘણા તીર્થ થળે ભરાય;
હળીમળી હેત વધારવાને જાણે મળ્યા છે જન તીર્થ-થાને. ૩૫

કહું ભલો આ દિન કાર્તિકીનો, ખરેખરો તે પણ છે ખુશીનો;
વિજોગિયા મિત્ર વિદેશવાસી તીર્થે મળે છે થઈને પ્રવાસી. ૩૬

વિશ્રામના માસ વીતી ગયા છે, ઉદ્યોગના માસ હવે થયા છે;
શિશુપણાના દિન જેમ જાય, ઉદ્યોગને યોગ્ય જુવાન થાય ૩૭

પરોઢિયે ટાઢ વિશેષ પાડે, હેમંત સૂતા જનને જગાડે;
જાણે કહે છે: જન સર્વ જાગો, પ્રભાત થાતાં પ્રભુભક્તિ માગો. ૩૮

પૂર્વે ઊગે છે શુભ શુક્ર તારો પ્રભાતનું ચિહ્ન જણાવનારો;
વધામણિયા જન જેમ આવ્યા, વધામણી સૂરજ કેરી લાવ્યા. ૩૯

દોહરો

ઓપે બિંદુ ઓસનાં, ચળકે મોતી સમાન,
સૂર્ય ઊગ્યે સુકાય છે, જોઈ જ્ઞાની લે જ્ઞાન. ૪૦

ધન જોબન ને જીવતર જોવા માત્ર જણાય;
ઓસ બરાબર ઉપમા જ્ઞાની કવિયો ગાય. ૪૧

અનાજ લણતાં ખેડુઓ ગીતો ગાતા જાય;
લણી ખળામાં લાવતાં હૈડામાં હરખાય. ૪૨

ઉપજાતિ વૃત્ત

ખેડુ જનો ખેતરથી ઉઠાવી ભરે ખળામાં સહુ અન્ન લાવી;
જાણે બહુ બંદર નાવ આવ્યાં, ગોરાકનો માલ અથાગ લાવ્યાં. ૪૩

ડૂંડાં દણોનાં બળદો પીલે છે, તેને મુખે શીકલી બાંધી લે છે;
જાણે ક્રિયા જૈનમતી સ્વીકારી, તેથી મુખે મૂમતી હોય ધારી. ૪૪

ખેડુ જનો, જો, કણ ઊપણે છે, છોડાં અને અન્ન જુદાં પડે છે;
સંગ્રામનો સંચર જેમ થાય, શૂરા રહે કાયર દૂર જાય. ૪૫

ભૂપાળનો ભાગ પ્રધાન માગે, ત્યાં લેણદારો વળી આવી લાગે;
ખેડુ બિચારા બની જાય કેવા, જેવા હતા ગ્રીષ્મ કાળ તેવા. ૪૬

એવી રીતે કાર્તિક તો સિધાવ્યો, હવે જુઓ, આ મૃગશીર્ષ આવ્યો;
જો, ધામ સૂર્યે ધનુ રાશિ ધાર્યું. જાણે ધર્યું ચાપ શિકાર સારુ. ૪૭

રાત્રી વધી લાંબી ઘણી જણાય; જો, છેક ટૂંકું દિનમાન થાય;
કોઈ સમે જેમ ઘટે સુધર્મ, વળી વધી જાય અધર્મ-કર્મ. ૪૮

વાડી વિશે થાય હજારી ગોટા, માણે ફૂલોનું સુખ લોક મોટા;
ધરે ગળે માળ રચી વિશાળ, જાણે ધરી છે હર રૂંડ-માળ. ૪૯

સીતાફળીનાં ફળ ખૂબ પાકયાં. લેતાં વીણીને જન જૂથ થાકયાં;
જાણે શિયાળો પરદેશી આવ્યો, મનુષ્ય માટે ફળ મિષ્ટ લાવ્યો. ૫૦

દોહરો

નટ હેમંતે એ રીતે, કીધો ખેલ અનુપ;
ધરશે સ્વાંગ શિશિર તણો બદલીને નિજ રૂપ. ૫૧

## ૧૫. શિશિર ઋતુનું વર્ણન

વસંતતિલકા વૃત્ત

આવ્યો રવિ મકર[1] રાશિ–સમીપ આજ,
જાણો, થયું શિશિર નામ ઋતુનું રાજ;
ટાઢે વિશેષ સહુનાં તનને ધ્રુજાવ્યાં,
જાણે શરીરધરને શિશિરે ડરાવ્યાં. ૧

ઓઢે જનો શરીર ઉપર તો દુશાલ,
લીલી પીળી ધવળ કે વળી રંગ લાલ;
જાણે શિશિર ભૂપથી ભય પામી ભારી,
ધાર્યો સુવેશ પુરુષે પણ અર્ધ–નારી. ૨

અંગીઠી[2]–તાપ નિજ આગળ આ ધર્યો છે,
જાણે પ્રભુ રીઝવવા તપ આદર્યો છે.
શીતકાર શબ્દ સહુને મુખ નીકળે છે,
જાણે સુમંત્ર પ્રભુનો મુખથી જપે છે. ૩

ગ્રીવાં તજી શરીરમાં ડગલી ધરે છે,
જાણે ધર્યાં જરૂર બખ્તર અંગ એ છે.
ફાટે ગરીબ જનના પગ હોઠ હાથ,
જાણે થયા જખમી તે લડી શીત સાથ. ૪

ખાંતે અનેક વિધિના કરી પાક ખાય,
ઝાઝું વધારી બળને તન પુષ્ટ થાય;
જાણે શિશિર ઋતુને જીતવા વિચારે,
માટે ઉપાય કરીને બળને વધારે. ૫

---

૧. ખરી મકરસંક્રાંતિ તા. ૨૨ મી ડિસેમ્બરે બેસે છે, પણ તેની ૧૨ દિવસ પહેલાં ઋતુનો ફેરફાર જોવામાં આવે છે. (હાલ ૧૪ દિવસ પહેલાં. સં૦)

૨. સગડી

ઊની પિયે અધિક ચાહ, ઊનું ગમે છે,
અંઘોળ ઉષ્ણ જળ, અન્ન ઊનું જમે છે;
ઠંડે સમસ્ત જગ ઉપર દુઃખ નાખ્યું,
શું તેથી વૈર અતિ ઠંડક સાથ રાખ્યું ? ૬

રાતે પડે અવનિમાં અતિ હિમ આજે,
ખેત્રો વિશે વણુ તણા બહુ છોડ દાઝે;
લોકો તણા તન તણી પણ ટાઢ ટાળે,
તે જાણી એમ તૃણને પણ હિમ બાળે. ૭

દોહરો

જો અટકાવે જુલમ તો જુલમી દેશે ત્રાસ;
કપાસ ટાળે ટાઢને, બાળે ટાઢ કપાસ. ૮

વસંતતિલકા વૃત્ત

ઘૌંમાં પડે હિમ ઘણો નુકસાનકારી,
વંતાકડી પ્રથમથી પ્રજળે બીચારી;
ખોરાક એમ જન જાતિ તણો બગાડયો,
જ્યાંત્યાં હિમે જગતમાં ઝગડો જગાડયો. ૯

પ્રાણી અનેક બહુ ટાઢથી દુઃખ પામે;
પૃથ્વી વિશે કહીં કહીં વળી બર્ફ જામે;
કોપ્યો જણાય જગ ઉપર શીતકાળ,
પીડે વિશેષ જળને ગણી વિશ્વપાળ. ૧૦

જ્યાંત્યાં જણાય પસર્યું બળ શીત કેરું,
નીરે સ્થળે ગગનમાં પણ તે ઘણેરું;
અત્યંત જોર શીતનું ટળી જાય ક્યારે,
મૂંઝાઈ એમ મનમાં જન સૌ વિચારે. ૧૧

બોકાની વાળી વળી ગાતડી ભીડી લૈને
[illegible]

શું ગીત સાથ જબરું કરી જુદ્ધ આવ્યા,
ઝાડાં ભરી સરસ સંપત લૂંટી લાવ્યા? ૧૨

ઝાડો તણાં જીરણ પત્ર ખરી પડે છે,
કાષ્ઠ પ્રમાણ નીરખી નજરે ચડે છે;
જાણે શીને તરુવરો બહુ લૂંટી લીધાં,
વસ્ત્રો રહિત તરુઓ કરી ક્રોધ કીધાં. ૧૩

શિયાળિયાં વન વિશે બહુ બૂમ પાડે,
રાત્રિ વિશે, વળી, જુઓ, ઊગતે દહાડે;
જાણે પડી પ્રબળ ત્યાં હિમ કેરી ધાડ,
દેણે વિશેષ વન મધ્ય પડાવી રાડ. ૧૪

ઓઢે શ્રીમંત જન તો સુજની રજાઈ,
પોઢે ભિખારી જનની ઉમદા તળાઈ;
પોઢ્યા હતા ઘન સમે જગદીશ જેમ,
પોઢ્યા દીસે શિશિરમાં નર લોક તેમ. ૧૫

દોહરો

તેલ, તાપ, તાંબુલ તથા તરુણી, દગલી, તળાઈ,
તેજાનો, તાતાં જમણ શીત-રતે સુખદાઈ. ૧૬

ઉપજાતિ વૃત્ત

રૂડાં, જુઓ, આ ચણીબોર રાતાં તે ઝાડને શીશ નથી સમાતાં;
કેવી દીસે જંગલ-બોરડીઓ, ઓઢી ઊભી ચૂંદડી બીલડીઓ. ૧૭

શાર્દૂલવિક્રીડિત વૃ

વીતે છે પરિપૂર્ણ તે શિશિર તો માઘી તિથિ પૂનમે,
આવે છે દિવસો વસંતઋતુના, એમાં નહિ ઊનમે;
એનો હર્ષ અગાઉથી અતિ ઘણો માને ઘણા માનવ;
માઘી પંચમીને દિને જન કરે તેથી વસંતોત્સવ. ૧૮

આખા શિયાળા વિશે

દોહરો

શિયાળિયો સરદાર છે, જલદ તણો રિપુ જેહ,
દીઠો તારીખ દશમિયે અકટોબરથી એહ. ૧૯

ભુજંગી છંદ

સખી એક બીજી સખીને કહે છે:
અરે આવિયો શીતનો કાળ એ છે;
અનંતા જીવોને ભરાવ્યો ઉચાળો;
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૦

શીળા વાયુના સૈન્યને સાથ લાવ્યો;
હણી બાણ વર્ષાદને તો હઠાવ્યો;
અરે નાસતો નીરદાતા નિહાળો;
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૧

દીસે જેમ વસ્ત્રે લુટાઈ ગયાથી,
થયું એમ આકાશ અભ્રો[1] જવાથી;
ગયું ઇંદ્રનું ચાપ એ તો સંભાળો;
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૨

તળાવો નદીઓ તણાં પૂર ટૂટે,
ખજાના તણાં દ્રવ્ય તે કેમ ખૂટે;
હઠાવે કિનારા બધાને હઠાળો;
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૩

લીલી સાડિયો જે ધરાએ ધરેલી,
દીસે સર્વ તે કાપી ચૂરા કરેલી;
મટ્યો રાજરી-વેશ રૂડો રૂપાળો;
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૪

---

1. અભ્રો=વાદળાં

સહુ કામથી નીર સુકાવી દે છે,
રિપુ જેમ લોહી ઘણું ચૂસી લે છે;
શિલાઓ ઉઘાડી દીસે હાડમાળો;
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૫

કંઈ જીવજંતુ ગુફા મધ્ય પેસે,
ડરી શત્રુથી જેમ સંતાઈ બેસે;
કરે લોકના મુખનો રંગ કાળો;
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૬

કંઈ તો તપસ્વી થઈ તાપ તાપે;
કંઈ લોક અગ્નિ વિશે હોમ આપે;
કરે યજ્ઞનો ચાહીને એમ ચાળો;
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૭

ધર્યાં બખ્તરો તુલ્યનાં વસ્ત્ર જાડાં,
થશે શત્રુના શસ્ત્રને જાણી આડાં;
છએ તોય ઠોકે કરીને ઉછાળો;
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૮

થઈ શેલડી તો વડી સુ-રસાળા,
રિપુ ભૂપના બાળિયે જેમ બાલા;
સુખે ભોગ્ય શ્રીમંતને તો રસાળો;
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૯

વધી રાત્રિકા ને થયો દિન છોટો,
બૂરા રાજમાં જેમ અન્યાય મોટો;
વધે કૈંકનાં કાળજાંમાં કૈટાળો;
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૩૦

વિના પાનવાળાં કર્યાં ઝાડવાંને,
રિપુ ભૂપતિ જેમ લૂંટે પ્રજાને;

દીસે પ્રાણિયોનો જથો દુઃખવાળો,
સખી, સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૩૧

દોહરો

કેંક કહેઃ ક્યારે ટળે, શિયાળિયો સરદાર?
આવે વળી વસંત તો વરતે જેજેકાર. ૩૨

## ૧૬. વસંત ઋતુનું વર્ણન

ઉપજાતિ વૃત્ત

રૂડો, જુઓ, આ ઋતુરાજ આવ્યો, મુકામ તેણે વનમાં જમાવ્યો;
તરુવરોએ શણગાર કીધો, જાણે વસંતે શિરપાવ દીધો. ૧
જૂનાં જૂનાં પત્ર ગયાં ખરીને, શોભે તરુ પત્ર નવાં ધરીને;
જાણે નવાં વસ્ત્ર ધર્યાં ઉજાળી, સમીપમાં લગ્નસરા નિહાળી. ૨
આંબે, જુઓ, મોર અપાર આવ્યો, જાણે ખજાનો ભરી મો'ર લાવ્યો;
જો કોકિલા ગાન રૂડું કરે છે, વસંતના શું જશ ઉચ્ચરે છે? ૩
બોલે મીઠું કોકિલ એક જ્યારે, વાદે બીજા એથી મીઠું ઉચારે;
વિવાદ જાણે કવિયો કરે છે, વખાણ લેવા સ્પરધા ધરે છે. ૪
ચોપાનિયાં પુસ્તક, જો, પ્રકાશે, ભલું જ તેથી નૃપરાજ્ય ભાસે;
તથા તરુ શોભિત પુષ્પ–ભારે, તો કેમ, આંબા, નહિ પુષ્પ તારે? ૫
સુશોભિતો યા હરિને અનાપે, પ્રભુ તને ઉત્તમ પુષ્પ આપે;
સ્તુતિ કરી માગ્ય પ્રભુ–સમીપે, સુપુષ્પથી સુંદર દેહ દીપે. ૬

### વિધાતાને ઠપકો

અરે ન કીધાં ફૂલ કેમ આંબે, કર્યાં વળી કંટક શા ગુલાબે?
સુલોચનાને શિર અંધ સ્વામી, ખરે વિધાતા તુજ કૃત્ય ખામી.

## વનનો દેખાવ

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

આંબા, આંબલી, લીંમડા, વડ વડા, ઝૂંડે ઝૂક્યાં ઝાડ છે,
છત્રોની છબિ છાજ હોય છતમાં, તેવા ઊંચા તાડ છે;
ગાયો વૃંદ હરે ફરે, તૃણ ચરે, ગોવાળિયા સાથ છે;
જોતાં આ વનને જરૂર ઉરમાં આનંદ સંધાય છે. ૮

ઉપજાતિ વૃત્ત

વાએ નવાં પલ્લવ ઝાડ ડોલે, તે જેમ નાચે નટ તેની તોલે.
વસંત-દેખાવ દિલે રિઝાવે, આશ્ચર્ય પામી શિર શું ધુણાવે ? ૯
ટોચે નવાં પલ્લવ લૂમખાં છે, દીસે વળી સુંદર ડોલતાં છે;
કહે રૂડાં ચામર તે કવીશ, જાણે ફરે છે વનરાય-શીશ. ૧૦

દોહરા

પલાશનાં પલ્લવ નવાં શોભે તથા તમાલ;
વસંતમાં વમની છબી વિલોકી નીપજે વાંસ. ૧૧
શેલડી પણ પાકે સરસ; લવીંગ લૂમખાં થાય;
સાગ તથા સામેરની શોભા કહી ન જાય. ૧૨

ઉપજાતિ વૃત્ત

અનેક જાતિ તરુ-ફૂલ ફૂલ્યાં, તે ફૂલ-ભારે નમી ખૂબ ઝૂલ્યાં;
જાણે નવી દોલત તે કમાઈ, અન્યોન્ય ચેષ્ટાઓ કરે ફુલાઈ. ૧૩
અનેક જાતિ બહુ ફૂલ ફૂલ્યાં, ઝાઝાં સુગંધિમય ખૂબ ઝૂલ્યાં;
પામી સમૃદ્ધિ સુર્ખ તો અનુભ્યે, કહો, ખુશીથી નહિ કોણ ફૂલે. ૧૪
કેવાં, જુઓ, આ ફૂલ કર્ણિકાનાં રાતાં તથા શ્વેત દીસે ગજાનાં;
પ્રીતિ તણા રંગથી હોય રાતાં, સુકીર્તિથી શ્વેત ઠરી જણાતાં. ૧૫
કહું ભલાં ચંપક પુષ્પ કેવાં, જોતાં દીસે કાંચનપુષ્પ જેવાં;
કારીગરીના કરનાર ધન્ય, કોઈથી એવું ન કરાય અન્ય. ૧૬

ગુલાબના ગુચ્છ સુગંધિમાન, વસંતમાં તે વિકસે નિદાન;
જો અન્ય ટાણે ઊપજે અનેક, વસંતની વાત જ ન્યારી છેક. ૧૭

દોહરા

પારિજાત ને કેવડો, જૂઈ ને વળી જાય,
બકુલ, મોગર, થળ-કમળ, કુસુમ કડાનાં થાય. ૧૮

કેસૂડાં ને કરમદી, બપોરિયો મુચકુંદ,
અનેક એવાં પુષ્પનાં ઊપજે વૃંદે વૃંદ. ૧૯

ઉપજાતિ વૃત્ત

ન કીચ કે કાદવ, ટાઢ, તાપ, ન ધૂળ ઊડે, નહિ અભ્ર વ્યાપ;
વસંત-વેળા સુખકારી જેવી, એકે ઋતુની ન ગણાય એવી.

ઘનાક્ષરી

નવાણનાં નીર પ્રતિદિન ન્યૂન થતાં જાય,
પરદેશી રાજ્યે જેમ દ્રવ્ય પરદેશ જાય;
પણ તાપ ટાઢ કીચ કાદવનાં દષ્ટ નહિ,
સ્વતંત્રપણાથી સર્વ સંચરે ને સુખી થાય. ૨૦

અન્ય ઋતુઓ તમામ સાથે તોળી જોતાં સુખ
વસંતઋતુનું સુખ જરૂર ઘણું જણાય;
જેમ અન્ય રાજ્ય સાથે મેળવીને જોતાં સુખ
અંગરેજી રાજ્યનું જરૂર અધિક જણાય. ૨૧

દોહરો

જળરૂપી જર તો ઘટે, ફૂલ અધિક ફેલાય.
વૈભવ તો આ વખતનો વિશ્વ વિશે વખણાય. ૨૨

ઉપજાતિ વૃત્ત

નવાણમાં નિર્મળ નીર દીસે; આકાશમાં નિર્મળતા અતિશે.
સર્વપ્રકારે સુખદાયી આમ, માટે કહે છે 'ઋતુરાજ' નામ. ૨૩

વાયુ–વિશાખી શુભ વાયુ વાય, તેની વળી રીત નવી જણાય;
નહિ હિમાળુ, નહિ તે ઉનાળુ; દુભાશિયાનો ભલી યુક્તિ ભાળુ. ૨૪

હેતે કરે છે જન હોરી-ગાન, વાજાં બજાવે વળી તોડી તાન.
આનંદના શું ઉદગાર થાય, ડોકાં હલાવી જન એમ ગાય. ૨૫

ભક્તો પ્રભુના ગુણ ગાય પ્રીતે, ખડોર તો ગાય નઠારી રીતે;
સારા નઠારા જનની જુદાઈ વસંત–ટાણે સમજાય, ભાઈ. ૨૬

અસંત ને સંત વસંત–ટાણેઃ ઉમંગ તો અંગ અભંગ આણે;
તે જેમ પાંડિત્ય કવિત્વ પામી ખીલે ભલા લોક તથા હરામી. ૨૭

ધ્રદ્રવિજય વૃત્ત

ચિત્ર ઘણાં અપવિત્ર રચે, અપવિત્ર જ મિત્ર તણા કરી મેળા;
ધાણી જમે, રંગ પાણી ગમે, વદી વાણી બીભત્સ ભમે થઈ ભેળા;
કેંક તણાં તન કાદવ-ચર્ચિત, રાખ વડે ઘઉં જેમ રખેલ્યા,
એમ અસંત કરે, પણ સંત ભજે ભગવંત વસંતની વેળા. ૨૮

ઉપજાતિ વૃત્ત

વસંતી વસ્ત્રો તન ધારી બાળા સજે, જુઓ, વેશ રૂડા રૂપાળા;
ટાણું ભલું લગ્ન તણું વિચાર્યું, જાણે સુપાનેતર અંગ ધાર્યું. ૨૯

બજાવી રૂડાં ડફ ખંજરીઓ, હોરી કરે ગાવન લાડકીઓ;
આનંદનો શું ઊભરો ન માય, જુઓ, મુખેથી ઊભરાઈ જાય. ૩૦

વાજે વળી આજ મૃદંગ તાળ, હોરી તણા રાગ સુણો રસાળ;
ભૂડાં ભલાં આગળ ઊચરે છે, મૃદંગને તો મુખ એમ બે છે. ૩૧

ચોપાયા છંદ

નરક પતિત નર નરક પતિત નર નરપે જ્યાં સ્વર પૂરો,
કુણ કુણ કુણ કુણ એમ કહે છે સતાર ને તંબૂરો,
વેશ્યા વગતી કર લાંબો કરી સુંદર સ્વર આલાપે,
આ આ આ કહી શ્રોતાઓને એ જ જતાવી આપે. ૩૨

ચંદ્રાવળા છંદ

ફૂલ્યો માઘ સરસ જ્યાં ફાગણ, ફૂલી ગાજે ફાગ;
પણ ડાંપણ આપણમાં આવે રસિક સુણીને રાગ;
રસિક સુણીને રાગ રૂપાળો, કોમળ થાય સ્વભાવ કૃપાળો;
એ જ અરથ ગાજે ઘર આંગણ, ફૂલ્યો માસ સરસ જ્યાં ફાગણ. ૩૭

ભોળી દુનિયાં હોળી-ટાણે ઝોળીમાં ધરી ધૂળ
ટોળી મળી તોફાન કરે છે, મૂર્ખાઈનું એ મૂળ;
મૂર્ખાઈનું એ મૂળ જ ખોટું, ખાનદાન થઈ ઉચરે ખોટું;
ધાયલ થઈ ઘેર ડોળી આણે, ભોળી દુનિયાં હોળી-ટાણે. ૩૮

મગરમરત થઈ વગર વિચારી બોલીશ હલકા બોલ,
ગણશે ગુણી નર નારી નઠારો, તારો ઘટશે તોલ;
તારો ઘટશે તોલ તતક્ષણ, વળી તું નહિ કે'વાય વિચક્ષણ;
લાજ તજી નહિ કરીશ લવારી મગરમરત થઈ વગર વિચારી. ૩૯

કોકિલ કાક તણા વસી કુળમાં કથન કથે નહિ કૂર;
હંસ વસી બક-વંશ વિશે નહિ જળચર ભખે જરૂર;
જળચર ભખે જરૂર ન જાણી; પંડિત તે દષ્ટાંત પ્રમાણી—
નિર્લજ વચન લે મુખ મૂળમાં કોકિલ કાક તણા વસી કુળમાં. ૪૦

## ૧૭ રણમલસરનું વર્ણન[1]

### દૂરથી દેખાવ

ભુજંગી છંદ.

જુઓ, દૂરથી યુક્તિ કેવી જણાય, ગિરિરાજની તુલ્ય શોભા ગણાય;
ઘણાં ઝાડનાં ઝૂંડ ઊંચાં વરેલ, દીસે જેમ માહેશ્વરીનો મહેલ. ૧
વિશેષે જુઓ, આ વડોની ઘટા છે, તથા તાડની છત્ર જેવી છટા છે;
કહું, કેળની કાંતિ કેવી કરી છે, ધજાઓ રૂડી આંગણે શું ધરી છે! ૨
નમે ને ઊંચી થાય આકાશ માંહી, કરી હાથ-ચાળા કરે જેમ કાંઈ;
કહે સાનમાં સર્વને મર્મ એવા : અહો પ્રાણી આવો અહીં દાન લેવા. ૩
બીજા ઝાડનાં પાંદડાં કેમ ઝૂમે, રૂડાં બારણે તોરણો જેમ લૂમે;
સુગંધી શીળો વાયુ સન્મુખ આવે, તહાં માનથી તેડવા જેમ ધાવે. ૪
જુઓ, કોકિલા બોલ મીઠા કહેની, જનારા જનોને દીસે માન દેતી;
ઝીણા શબ્દ બીજા ખગો ઊચરે છે, દીસે જેમ તે વાત કાંઈ કરે છે. ૫
તહાં રંગ-લીલાં તૃણો ઊગિયાં છે, બિછાનાં બિછાવેલ શું શોભિયાં છે?
સુશોભિત ઝાડો રહ્યાં ખૂબ ઝૂમી, રૂડી જાણિયે તે રચી રંગભૂમિ. ૬
જુઓ, પાણિયારી ભર્યો બેડિયો જે, દીસે શિર નમી ધરી દેવિયો છે;
ઘણા લોકના થોક જાતા જણાય, જનો જેમ તીર્થે મળી સંઘ જાય. ૭
જુઓ, કોઈ તો કાવડે નીર લાવે, નિહાળી કવિને ઉરે તર્ક આવે :
દીસે તીર્થવાસી તરી તીર્થ આવ્યો, જુઓ, કાવડે નીર ગંગાનું લાવ્યો. ૮
પશુ-વૃંદ પાણી પીવા કાજ જાવ, મળી વૃંદમાં વૃંદ તો ભીડ થાય;
દીસે જેમ દાતારના દ્વાર પાસે રહે ભીડ ભિખારીની દાન-આશે. ૯
જુઓ, એક રસ્તેથી આવ્યો અનેક દીસે આવતો ઘેરી ગોવાળ એક;
ઘણા લોકનો એક આચાર્ય જેમ ચલાવે, જુઓ, ધર્મનો પંથ તેમ. ૧૦

---

૧. સોરાષ્ટ્રમાં મહુવા નજીક ઉત્તરે આવેલા તળાવનું વર્ણન

વળી વિચરે ને કરે શબ્દ ગાજે, સુણી શબ્દ ને તો વિશેષે સુહાજે;
તૃષા તો ટળી પૂર્ણ જેને પ્રતાપે, મહારાજને ગાય આશિષ આપે. ૧૧

પાળનો દેખાવ

બધી બાજૂએ પાળ ફોરેલી કેવી, સીમા સર્વ દીસે સજી હોય જેવી;
સીમા દેશ નેપાળની સૌથી સારી હિમાદ્રિ શિવાલીકની જેમ ધારી. ૧૨

દીઠાં ઉપરે દેવળો દીપતાં છે, તથા શિખરો શિર શોભી રહ્યાં છે;
જગ્યા જોઈ જોનારનું ચિત્ત લોભે, હિમાળા-શિરે શિખરો જેમ શોભે. ૧૩

પડે પાણીમધ્યે પ્રતિબિંબ કેવાં, યથાર્થ પ્રમાણે બીજી જોડ જેવાં;
રૂડાં દેવળો દેખીને દિલ ભાવ્યાં, બીજાં જાણિયે. શેષનાગે બનાવ્યાં. ૧૪

દીસે દેવળોનાં પ્રતિબિંબ કેવું, નિધિ-તીર નાવો રહે સ્થિર એવાં;
ધજાઓ દીસે નીરમાં દેવળોની, સજી જેમ સાક્ષાત શોભા સદાની. ૧૫

મનહર છંદ

ઉત્તર ને દક્ષિણ કિનારા સીધી લીટીમાં છે,
બસેં ને સિત્તેર ફૂટ લંબાઈ પ્રત્યેકની;
પુરવ ને પશ્ચિમ કિનારા લંબગોળાકાર,
આકૃતિ મધપુડાના છિદ્રના વિવેકની;
ચોખ્ખા તે દિશાઓમાં દેખાય છે ચચ્ચાર ખૂણા,
એકસો શિત્તેર ફૂટ લંબાઈ હરેકની;
વિશ્વ-વશીકરણ શું અષ્ટકોણ જંત્ર રચ્યો,
એવી યુક્તિ જોઈ રણમલ્લસર એકની. ૧૬

ભુજંગી છંદ

રહી ઝૂંબી ત્યાં જેમ કૈલાસ-ઝાડી,
ગુણી ગગ શું નીર ઓપે અગાડી?
વળી ઝાડી તે જેવી શંભુ-જટા છે,
અને એ થકી ઊતરી ગંગ આ છે, ૧૭

ફૂલ્યાં ફૂલ તેમાં રૂડાં પંચરંગી,
રહે લોક જોવા અતિશે ઉમંગી;
બન્યો શોભિતો ઇંદ્રનો બાગ જેવો,
દીસે દેખતાં સાફ દેખાવ એવો. ૧૮

રૂડી પાળ જોતાં ઘણું ચિત્ત લોભે,
સુસિંહાદ્રિ સિંધુ તટે જેમ શોભે;
રચી છે નીચે ચાલ ચોખ્ખી વિશાળ,
દીસે દુર્ગ હેઠારખી તુલ્ય તાલ. ૧૯

પગથિયાં

સજ્યાં શોભિતાં સ્વચ્છ સોપાન[1] સાર,
દિલે હર્ષ પામે જનો દેખનારાં;
જુએ જેવી દીપે મણિ પાર્શ્વ જાતિ,
ભલી એવી પાષાણની શુદ્ધ ભાતી. ૨૦

ઘસે કે ખસે તે નહિ કોઈ કાળે,
ઠરી કીર્તિ છે સ્થિર જાણે ભૂપાળે;
ઘણા કાળ સુધી ટકી તે રહેશે,
જનો રાજની કીર્તિ તેથી કહેશે. ૨૧

કહું સાત સોપાનની જુક્તિ કેવી,
જઈ સજ્જનોએ લીલા જોઈ લેવી;
નીચે એકથી એક છે એમ થોક,
દીસે જેમ બ્રહ્માંડના ઊર્ધ્વ લોક. ૨૨

જુઓ, નારિયો નીર જેને ભરે
ઘડા નીરમાં ધીર ધારી ધરે જે;
બહુ શબ્દ 'જે જે મહારાજ' બોલે,
કહે: દાનદાતા નહિ આપ તોલે. ૨૩

૧. સોપાન—પગથિયાં

પડે છે પ્રતિબિંબ ત્યાં નારી કેરાં,
ઘણા નીરમાં સ્વચ્છ શોભે ઘણેરાં;
દીસે જેમ પાતાળની પદ્મિણી છે,
મહારાજનું પુણ્ય તે પૂછી મોછે. ૨૪

જળવર્ણન

દોહરો

રૂડા રણમલસર વિશે જીવન[1] છે તે જાણ
જીવન રણમલસિંહનું આ પ્રત્યક્ષ પ્રમાણ. ૨૫

ભુજંગી છંદ

જુઓ, નિર્મળું છે બધું નીર કેવું,
દીસે સજ્જનોનું ભલું ચિત્ત જેવું;
અતિ લાપકીવાળી જો લે'ર આવે,
રૂડી સાગરે લે'ર જેવી સુહાવે. ૨૬

કહું છું વળી તે દીસે લે'ર કેવી,
કવિને દિસે કાવ્યની લે'ર જેવી;
વળી તે થકી હું વખાણું વધારે,
કહે: દાન લ્યો હાથ લાંબા પસારે. ૨૭

કહે લોક: છે તે સરે[2] નીર કેવું,
અમે સાંભળ્યું છે ઘણી વાર એવું:
જનો વિશ્વમાં જે ન આ નીર જાણે,
વધુ નીર ગંગા તણું તે વખાણે. ૨૮

પિયે નીર ત્યાં કોઈ ઝાઝે પ્રસંગે,
હરે રોગ, આરોગ્ય તો થાય અંગે;
સદા એ મહા ઓષધી જેમ સેવી,
નિરોગિષ્ઠ કાયા કરે શુદ્ધ એવી. ૨૯

૧. જીવન-પાણી ૨. સરે—તળાવે

ભલે દેવલોકે સુધા ખૂબ હોય,
કદી પૃથ્વીના લોક પામે ન કોય;
સુધાથી ઘણું આ દીસે નીર સારું,
તૃષાતુરની જે તૃષા ટાળનારું. ૩૦

સુધા જે પિયે જે કરે સ્વર્ગવાસ,
અહીં જીવનાં કોઇ રાખે ન આશ;
ઉધારે હજારો તણાં છાપ છાપે,
ભલો એથી જે રોકડો એક આપે. ૩૧

ભલે હોય ભાગીરથી સૌથી મોટી,
ન આપે મને નિત્ય તે નીર લોટી;
પિયે મુજ દેશી જનો પાણી જેનું,
વખાણું વિશેષે વડું માન તેનું. ૩૨

ફરે તે તળાવે રહ્યું નીર એમ,
જુઓ, અક્ષરોમાં રહે અર્થ જેમ;
કહું શોભિતા નીર-કલ્લોલ કેવા,
બને પાણી કેરા બહુ છંદ જેવા. ૩૩

વળી સ્વચ્છ ભાસે ભર્યું નીર એમ,
ભરી વિશ્વમાં રાજની કીર્તિ જેમ;
તરંગો ઊડે સ્વચ્છ તે મુખ્ય કેવા,
જુઓ, રાજની કીર્તિનાં કાવ્ય જેવા. ૩૪

હશે નીર કે આ હશે કાચ ઢાળ્યો,
ટળે શી રીતે એહ સંદેહ ટાળ્યો?
રચ્યો મયે દાનવે જેમ સ્વરથે
અતિ ઓપનો ચોક શ્રીઇંદ્રપ્રસ્થે. ૩૫

ઊડે નીરમાં ઊજળા જે તરંગ,
વધે દેખતાં અંતરે ઉછરંગ;

જુઓ, યજ્ઞભૂમિ વિશે ઊજળીઓ
ભલી ભાત લીપી કરી ઓકળીઓ. ૩૬

### જળજંતુ વિશે

વસે મચ્છ ને કચ્છ કચ્છો[1] વસે છે,
મીઠા નીરનું તે સદા સુખ લે છે;
નિધિનું ગણી નીર તો ખૂબ ખારું,
વસ્યા સિંધુવાસી પીવા નીર સારું. ૩૭

જુઓ, ઈશ્વરે શક્તિ આપેલી જેવી,
જુદા પ્રાણિયોમાં દીસે શક્તિ તેવી;
સહુ પોતપોતાની શક્તિ પ્રમાણે
ગતિ તેવી ને કામ તેવું જ જાણે. ૩૮

જુઓ, મચ્છ તો નીરમાં ખૂબ દોડે,
જમીમાં નહિ જૈ શકે કીડી જોડે;
જુઓ, સાપ ને કાચબા જાતિ જે છે,
મહીમાં તથા નીર મધ્યે ફરે છે. ૩૯

જુઓ, નીરની કૂકડી જેનું નામ,
ફરે પાણીમાં પૃથ્વી આકાશ ઠામ;
ઊડી ઊંચી આકાશની વાટ જાય,
તદા પક્ષિણી તેની જાતિ જણાય. ૪૦

જુઓ, ભૂમિમાં આંજ જ્યારે ફરે છે;
ભલી ભાતની ભૂચરી તે ઠરે છે;
જળે ડૂબીને ઊંડી અત્યંત જાય,
તદા પાણીનો પ્રાણી તે તો ગણાય. ૪૧

---

૧ કચ્છો—એક જાતની માછલી, જેની પૂંછડી પાતળી હોય છે, અને એને મૂછો હોય છે.

પ્રભુ માનવીને મતિ તેમ આપે,
બધાં કામ સાથે પ્રભુને પ્રતાપે;
પ્રભુદત્ત શકિત ન જેને જણાય,
સદા કામ તેના થકી એક થાય; ૪૨

બીજા કામમાં બુદ્ધિ તેની ન પેસે;
બતાવે બીજું કોઈ તો હારી બેસે;
વિચારી ભલા દીનતા મુખ ભાખે,
મહા મૂર્ખ મિથ્યા—અભિમાન રાખે. ૪૩

કદી પારધી જાળ તેમાં ન નાખે,
રહે પ્રાણિયો તે નહિ બીક રાખે;
જડે જાહ્નવી—તીરમાં વાસ જેને,
નહિ ધર્મના દૂતનો ત્રાસ તેને. ૪૪

જળ ઉપરનો દેખાવ

જુઓ, પાનડાં પાણી મધ્યે તરે છે,
દીસે તે નિધિ મધ્ય નૌકા ફરે છે,
દીસે દીટડાં જેમ શોભે સુકાન,
ચડયા જીવ જંતુ ઉતારુ સમાન. ૪૫

બહુ પોયણી પદ્મ—પત્રો બિરાજે,
ભમે ભૃંગ તેની છબી ખૂબ છાજે;
બીજાં પંખિયો ઊડતાં આવી બેઠાં,
બહુ જાણિયે આવીને હંસ બેઠા. ૪૬

બગોની, જુઓ, પંક્તિ કેવી બની છે,
ધરે ધ્યાન ને ઝાલવા મત્સ્ય ઇચ્છે;
ઠગો વેશ આચાર્યનો જેમ ધારી
ઠગે લોકને તે બની બ્રહ્મચારી. ૪૭

વળી આ, જુઓ, જોડ છે ચક્રવાક[1],
જુદા ના પડે; પ્રેમ એવો અથાક;
દીસે, જાણિયે કોઈ છે દેવ દેવી,
[2]શિવા-શાપથી પામિયાં કાય એવી. ૪૮

### ત્રિવેણીનો આભાસ

સદા નીર મોતી સમુ સ્વચ્છ જે છે,
ગણે લોક ગંગા તણું નીર તે છે;
ચડે, મેઘ તો શામળું તે રહે છે,
તદા લોક કાલિંદી કેરું કહે છે. ૪૯
કદી આભ તારાથી રાતું જણાય,
નદી બ્રહ્મપુત્રી તણું તે ગણાય;
કદી તો બધા રંગ સાથે દીસે છે,
તદા લોક જાણે ત્રિવેણી વસે છે. ૫૦
તટે મંદિરે ગૌરીનો નાથ લાધ્યો,
મળ્યો જાણિયે એ જ ગોવિંદ માધો;
સમીપે ત્રિવેણી તણો આ સમાજ,
પ્રભા પેખીને જાણિયે પ્રાગરાજ. ૫૧

### સાત સમુદ્રનો આભાસ

હરે ધાતુના મેલને જેમ ક્ષાર, બધુ ધોઈને તે કરે ધાતકાર,
હરે રોગને તેમ આ એક બિંદુ, ધરે ઉપમા એકથી "ક્ષાર-સિંધુ[3]" ૫૨
પ્રભા જાઈ-જૂઈ તણી જ્યાં પડે છે, તહાં ક્ષીરનો[4] સિંધુ ચિત્તે ચડે છે;
પ્રભા ગુલદાઉદીના ગુચ્છની તે, દધિ[5] સિંધુની તો છબી ત્યાં બની છે ૫૩

---

૧. ચક્રવાક-સારસા. ૨ શિવ-પાર્વતી
૩. ક્ષારસિંધુ-જેને હિંદી મહાસાગર કહે છે તે, હિંદુસ્તાનની પાસે
૪ ક્ષીરસમુદ્ર-યુરોપના રૂની ઉત્તરે.
૫ દધિ સિંધુ-ઉત્તર મહાસાગર, જેમા બરફ જામે છે તે ઉત્તર ધ્રુવ પાસે.

પ્રતિછાંય ચંપાની જે હામ પેખી, લીધો ધારી તેણે સિંધુ છે હામે લેખી;
વળી દાડમીનાં દીસે પુષ્પ જ્યાં છે, ભર્યો સિંધુ ઇક્ષુ[2]-રસે તેમ ત્યાં છે.૫૪
દીસે મેઘ-આભાસથી નીર કાળું, સુરાનો[3] ભર્યો સિંધુ તે ધાર ભાળું;
સદા તે દીસે મિષ્ટ[4] સિંધુ સમાન, ભર્યું ભૂમિ મધ્યે સુધાનું નિધાન ૫૫

### સમુદ્ર-મંથન

દીસે ચોકી ત્યાં રાજે સાહેબ કેરી સિપાઈ તથા હિંદુ જાતિ ઘણેરી;
ધરે ઉપમા ઊચરું એની એમ મથ્યા દેવ દૈત્યો નિધિ-તીર જેમ. ૫૬
જુઓ, રૂડી આ એક હોડી તરે છે, ધરેલો નિધિ મધ્ય મંથાદ્રિ એ છે;
દીઠો સર્પ આશ્ચર્યકારી અથાગ, વર્યો જાણિયે એ જ વાસુકિ નાગ.૫૭

### ચૌદ રત્ન

મહારાજના મેહલમાં જે રમા છે, વસી ખાસ સાક્ષાત સિંધુસુતા છે;
મહારાજને કંઠ હીરાનું તેજ, મથ્યો સિંધુ મધ્યેથી કૌસ્તુભ એ જ. ૫૮
તળાવે રૂડી વૃક્ષની ભાળી ભાત દીસે જાણિયે એ જ છે પારિજાત;
બની પાણીના પાનથી છે પ્રમત્ત, દીસે ગુણ એ તો સુરાનો જ સત્વ.૫૯

### દોહરો

વૈદ વડો વિખ્યાત છે અંગ્રેજ એક;
ધન્વંતરિ તુલ્યે ધરે વૈદ્યકશાસ્ત્ર-વિવેક. ૬૦

### ભુજંગી છંદ

મહારાજનો વૈદ્ય છે ચિત્ત ભાવ્યે,
નિધિમાંથી ધન્વંતરિ એ જ આવ્યો,
ચતુરાં કપાળે ટપી ચાંદલો છે,
દીસે તે નિધિ મંથના તે નીકળ્યો છે, ૬૧

---

1. ધી દૂધો-પીળો સમુદ્ર. ચીન અને કોરિયાની વચ્ચે
2. ઇક્ષુ-ખરમુસ્તાન ને આફ્રિકાની વચ્ચેનો રાતો સમુદ્ર
3. સુરા-કાળો સમુદ્ર તે રશિયા અને તુર્કસ્તાનની વચ્ચે છે.
4. મિષ્ટ સિંધુ-મીઠો મહેરામણ અથવા સિંધુ નદી.

દીઠી ગાય ત્યાં ખૂબ છે રૂપ જેનું,
ઉરે ધારિયે એ જ છે કામ કામધેનુ;
મહારાજનો છે મહામત્ત હાથી,
મળ્યું રત્ન તે જાણિયે સિંધુમાંથી. ૬૨
તળાવે રૂપાળી દીસે પાણિયારી,
નિધિ મંથીને એ જ રંભા ઉધારી;
વળી રાજના અશ્વને શું વખાણું,
નિધિ મધ્યથી ઊપજ્યું રત્ન જાણું. ૬૩
સુધા તુલ્ય તો ન શુદ્ધ સારું,
નિધિનું રૂડું રત્ન એ તો ઉચારું;
મહારાજની શસ્ત્રશાળાનું ચાપ,
દીસે જાણિયે એ જ સારંગ આપ. ૬૪
દીસે દેવની આગળે શંખ સારો,
રૂડું એ જ સિંધુ તણું રત્ન ધારો;
પ્રસે પાપનો એ જ પાણી કરે છે,
પ્રલેકારી તે ઝેર તેથી હરે છે. ૬૫
રૂડાં એ રીતે નિર્ખિયાં ચૌદ રત્ન,
થયાં પ્રાપ્ત જાણે કર્યાથી પ્રયત્ન;
તટે શંભુનો વાસ છે સાથ શિવા
પધાર્યા પ્રભુ જાણિયે વિષ પીવા. ૬૬

જનસમૂહ

સ્ત્રિયો પુરુષો વૃંદ આવ્યાં ઉમંગે,
મળ્યાં જેમ જાત્રાળુ જાત્રા પ્રસંગે;
મુખે રાજસાહેબની કીર્તિ ગાય,
કથા કીર્તિનો તીર્થમાં જેમ થાય. ૬૭
જથાબંધ કાંઠે ઘણા લોક જાય,
પ્રતિબિંબ તેનાં, જુઓ, આ જણાય;

જતાં હોય તે નાવમાં બેસવાને,
વધે હર્ષ દેખાવ તે દેખવાને. ૬૮
જુઓ, દેવનાં દર્શને જૂથ જાય,
તળાવે તદા ભીડ ભારે ભરાય;
દીસે જેમ તે તો ઘણા સિંધુ ઘાટે
જતા હોય વેપારી વેપાર માટે. ૬૯
લીધા અક્ષતો કે ફળો દ્રવ્ય મેવા,
જઈ ભાવથી દેવને ભેટ દેવા;
દીસે જેમ તે લક્ષધા લાભ આવા
જનો જૂજુઆ માલ ચાલ્યા ચડાવા. ૭૦
જુઓ, પાઘડીમાં ધર્યો કામળો છે,
બીજા દેશની શું લીધી હૂંડિયો છે.
જઈ દેવની પાસ નજરાણું મૂક્યું,
દીસે જેમ તે નાવનું નૂર ચૂક્યું, ૭૧
જઈ દર્શને પુણ્યનો લાભ લાવે,
ભરી નીરને નારિયો પાછી આવે;
દીસે, નાવથી માલ ઉતારી લાવ્યાં,
ઘણા હર્ષથી લાભ લૈ ઘેર આવ્યાં. ૭૨
વહે છે શીતળ મંદ, જો, સ્વચ્છ વાયુ,
સુગંધીપણું છે છવિવંત છાયું;
પ્રવાસી જનો જેમ રસ્તે મહાલે,
મહારાજની કીર્તિ તે સાથ ચાલે. ૭૩

જળદેવથી

બન્યા ઘાટ ઘેરાવ સોપાન સારાં
કટીમેખળા તુલ્ય શોભાવનારાં;
વચે નીર કુંડે બની નીરદેવી,
ધરી મેખળા ને ઊભી હોય જેવી, ૧

લીલાં ઝાડ ચારે દિશે આસપાસે,
લીલી સાડી ઓઢી ઊભી એમ ભાસે;
રૂડાં પુષ્પના છોડ ત્યાં છે રૂપાળા,
ધરી કંઠમાં પુષ્પની જેમ માળા. ૭૫

ફરકે, જુઓ, કેળનાં પત્ર કેવાં,
દીસે સાડીના છેડલા હોય એવાં;
ઊંચી એ થકી નીરખો નાળિયેરી,
ધરે છે છબી તે શિરે છત્ર કેરી. ૭૬

જુઓ, જાંબુડાં છે રૂડાં કૃષ્ણ રંગે,
દીસે ત્રાજવાં ઓપતાં દેવી અંગે;
જુઓ, દાડમો પાકી ફાટયાં સમીપે,
દીસે બીજ દેવી તણા દાંત દીપે. ૭૭

ચડે જે સમે મેઘ આકાશ અત્ર,
દીસે દેવી માથે ધર્યું મેઘછત્ર;
વળી મેઘમાં ચંચળા ચારુ થાય,
શિરે દેવીને ચામરો શું ઢળાય? ૭૮

### ચોમાસાનો દેખાવ

દોહરો

રચના રણમલસર તણી જોવા કાજ જરૂર
ઘન રાજા સ્વારી સજી આવ્યો હરખી ઉર. ૭૯

ભુજંગી છંદ

જુઓ, આજ આકાશમાં મેહ ગાજે,
વડી નોબતો મેહ રાજાની વાજે;
જુઓ, વીજળી મેઘ મધ્યે ઝબૂકે,
મહા શૂરવીરો તણાં શસ્ત્ર ઝૂકે. ૮૦

જુઓ, પંચરંગી રૂડું ચાપ તાણ્યું,
દીસે જેમ વૈકુંઠથી હોય આણ્યું:
પથા ભૂમિમાં મોરના શોર સાર,
દીસે મેઘરાજા તણા ચોપદાર. ૮૧

વદે દાદુરો શબ્દ તે શું વખાણું,
મળી આર્યની એરખો આવી જાણું;
જુઓ, વૃષ્ટિથી નીરનાં બુંદ આવે,
મહાદેવીને મોતીથી શું વધાવે? ૮૨

બહુ બુદબુદા[1] નીરમાં ઊપજે છે,
નિહાળો, વળી નીરમાં તે મજે છે;
પરિબ્રહ્મથી કોટિ બ્રહ્માંડ થાય,
વળી સર્વથા બ્રહ્મમાં તે સમાય. ૮૩

પડે બુંદ ત્યાં તો વળે છે કુંડાળું,
વધીને વળી તે મતુ શ્રેષ્ઠ ભાળું;
વડી ફોજમાં એકલો ચર ચૂકે,
ચમૂ જેમ કુંડે લળી માગ મૂકે. ૮૪

પ્રવાહો વહ્યા નીરના આસપાસ,
મળ્યા વંદવા જાણિયે મેઘ દાસ;
વળી તે પ્રવાહો ભળે તે તળાવે,
દીસે જેમ જાત્રાળુનાં જૂથ આવે. ૮૫

મળી નીર વર્ષાતનું પૂર આવે,
ઘણો દૂરથી તે દિસે દેખી ભાવે;
દીસે, જેમ પૃથ્વી વિશે પાક થાય.
ભૂમિપાળ કેરે ખજાને ભરાય. ૮૬

---

૧. પરપોટા

પ્રવાહો કરે છે ઘણા ઘુઘવાટ,
ઘણી કીર્તિ ઉચ્ચારતો જેમ ઘાટ;
કહે : રાજરાજા જુગોજુગ જીવો,
દીઠો વંશ ઝાલા વિશે એક દીવો. ૮૭

ઘણે દૂરથી નીરનું વે'ન સાંધ્યું,
રૂડું જેમ રાજે સદાવર્ત બાંધ્યું;
પિયે પ્રેમથી આવીને નીર પ્રાણી
મહારાજની કીર્તિ મોટી વખાણી. ૮૮

વળી ઉપમા એની એવી વિચારું,
મહાસિંધુ મધ્યે ધસી ગંગ ધારું;
ઊંચા ટેકરાથી વહ્યું વારિ આવે,
હિમાળા થકી જેમ ગંગા સિધાવે. ૮૯

જુઓ, આવતું નીર ડો'ળું જણાય,
વસી ત્યાં વિશેષે વળી સ્વચ્છ થાય;
કદી દુર્ગુણી જો સજે સંગ સારો,
જુઓ, આ રીતે સદ્‌ગુણી તે થનારો. ૯૦

ઘણાં પક્ષિયો ત્યાં મીઠા બોલ બોલે,
કહું તર્કથી ઉપમા તેહ તોલે;
કર્યો છે ભલો પક્ષીનો એમ હાક,
પઢે ગંગતીરે દ્વિજો વેદપાઠ. ૯૧

કરે કોકિલા શબ્દ સારા ઉચાર,
દીસે રાજના ગુણી ગાનારા સાર;
મધુરા વદે શબ્દ ત્યાં શુક મેના,
ગુણી જાણિયે હોય ગાંધર્વ તેના. ૯૨

## ઉદારતા

### દોહરા

રાત વરત જે માગતાં નહિં કદી કહે નકાર;
રણમલસરને રંગ છે, દીસે સદા દાતાર. ૯૩

કોણ કહે જન કૂપને દુનિયામાં દાતાર;
રણમલસરની રીત જે રાખે એ જ ઉદાર. ૯૪

### ભુજંગી છંદ

અરે ઓ કૂવા, તું ન લે ગર્વ એવો,
કહે કોણ દાતાર જે તુજ જેવો;
નહિ નીર પામે વિના ગુણ[1]વાળો,
રહે છે નિરાશી તૃષાથી દુખાળો. ૯૫

નિધિને, કહો, કોણ ઝાઝો વખાણે,
પીવા પાણી મીઠું ન દે કોઈ ટાણે;
તૃષાતુર આશા કરી કોઈ આવે,
તૃષા તે તણી તો ટળે આ તળાવે. ૯૬

અરે સિંધુ, તું ગર્વનો છોડ ઘાટ,
ઘણો એવડો શો કરે ઘુઘવાટ?
અમે તુજ મોટાની મોટાઈ જાણી,
પીવાને ન પામે કદી કોઈ પાણી. ૯૭

કરે નીરનું દાન જે કોઈ આવે,
નિરાશી નહિ કોઈ ત્યાંથી સિધાવે;
નિહાળી મને તો નકી દિલ ભાસે,
લીધો ગુણ શીખી પ્રજાપાળ પાસે. ૯૮

---

૧. ગુણ-દોરડું

તપ્યા તાપથી તે તણો તાપ ટાળે,
કરી શાંત આનંદનો ઓઘ વાળે;
ધીરા સજ્જનો શાંતિથી ધૈર્ય આપે,
દુખી લોકના દિલની દાઝ કાપે. ૯૯

સદા સર્વ પામે તહાં નીરપાન,
દયાથી મહીપાળ દે જેમ દાન;
તથાપિ કદીએ નહિ નીર તૂટે,
ખજાનો કદાપિ નહિ જેમ ખૂટે. ૧૦૦

જુઓ, નીર પી પક્ષિયો ઊડી જાય,
દશે દિશમાં વૃંદનાં વૃંદ ધાય;
મહારાજની કીર્તિ સૌને કહેવા
ગયા ખેપિયા શું જુઓ પક્ષી જેવા! ૧૦૧

ગુણીના ગુણોને ન દેખે તપાસી,
કદી કોઈને તે ન કાઢે નિરાશી;
તથાપિ ખરો એક વિવેક આણે,
કરે છે સદા દાન પાત્ર પ્રમાણે. ૧૦૨

દોહરો

શેષનાગ-શિર શોભિતી મેદિની મુગટ નિદાન,
રણમલસર તેમાં રહ્યું મણિ અમૂલ્ય સમાન. ૧૦૩

ભુજંગી છંદ

રૂડા ઘાટથી રમ્ય બાંધ્યું રૂપાળું,
વળી શોભિતું સ્વચ્છ છે નીરવાળું;
દિસે પૂર્ણ પીયૂષ[૧] કેરો કટોરો,
તપે જેમ તીર્થો તણે શિર તોરો. ૧૦૪

૧. પીયૂષ—અમૃત

ભગીરથ્થ ભાગીરથી જેમ લાવ્યો,
મહારાજથી એમ આ સિંધુ આવ્યો;
તપ્યાં પ્રાણિયોના, જુઓ, તાપ ટાળે,
ગુણી જેમ ગંગા મહા પાપ બાળે. ૧૦૫

નિધિથી સુધા-કુંભ જે નીકળેલો;
હશે એ જ આ શું ધરામાં ધરેલો
હશે બ્રહ્મનો કુંભ જેમાં સુધા છે,
અમી પૂર્ણ કાં તો અખેપાત્ર આ છે. ૧૦૬

દીસે સ્વચ્છ આકાર સારો સુહાવે,
વિલોકી વળી એમ વિચાર આવે :
ધરા મધ્ય શું આરસી આ ધરી છે,
મહાલક્ષ્મીને મુખ જોવા કરી છે ? ૧૦૭

કરી જુક્તિ ને વર્તુલાકાર કીધું,
પ્રકારે[1] કરી ચંદ્રનું માપ લીધું;
દીસે, જેમ આદર્શ[2] છે દેવ કેરું
પડ્યું પૃથ્વીમાં તે રૂડે હાથ દેરું. ૧૦૮

વસંતતિલકા વૃત્ત

ચંદ્ર-પ્રભાવ મુખ [3]શર્વરી બાલિકાનો,
તારા તણો સમૂહ મૌક્તિકમાલિકાનો,
આ લોક મધ્ય અતિ લાયક લેખવાનું,
શોભિત એષ્ડ સર દર્પણ, દેખવાનું. ૧૦૯

---

૧. પ્રકાર—કંપાસ
૨. આદર્શ—દર્પણ
૩. શર્વરી—રાત

ભુજંગી છંદ

પડે છે રવિનું પ્રતિબિંબ તેમાં
અતિશે જ ઊંડો દીસે મર્મ એમાં;
મહારાજની ભક્તિનો જાણી ભેવ
પધાર્યા જગચ્ચક્ષુ પ્રત્યક્ષ દેવ. ૧૧૦

ફરે સૂર્ય ને ચંદ્રમા રાશિ તારા
અહર્નિશ આકાશમાં ચાલનારા;
બીજે આવી શોભા હશે કોઇ ઠાર,
સદા એ જ જોતાં ફરે વારવાર. ૧૧૧

શશી મધ્યથી સૌમ્યતા સંહરી છે,
ભલી આ તળાવે જુઓ, તે ભરી છે;
પડયો તેથી ખાડો શશી મધ્ય તેનો,
દીસે ઇંદુમાં અંક અદ્યાપિ એનો. ૧૧૨

દીસે નીર આકાશ આભાસ જેવું,
તથા ચંદ્રનું છે પ્રતિબિંબ તેવું;
ભલી બાળ ત્યાં વર્તુલાકાર બાળી,
ફાધી ચંદ્રને જાણિયે તે કુંડાળી. ૧૧૩

ભલી વંશ ઝાઝા તણી ભૂમિકા છે,
દીસે રૂપ રંભા શિવા કે રમા છે;
દીસે મુખમાં પુર્ણ ચંદ્ર પ્રભાવ,
જુઓ તે બન્યું એ જ છે આ તળાવ. ૧૧૪

## ૧૮. મુંબઈ

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

હેવી દેવસમાન માનવી દીસે, વૈમાન શાં વાહનો,
શોભા સુંદર મંદિરોની નીરખી મેળા મહોત્સાહનો;
શું હું જાગ્રત છું ખરેખર અહીં કે સ્વપ્નની વાત છે,
સાચું મુંબઈ નામ આ શહર છે કે સ્વર્ગ સાક્ષાત છે? ૧

ઝૂલણા

અધિક વિભૂતિ છે ઓપતી અંગમાં, કોટમાં છે બહુ શ્રેષ્ઠ માળા;
નળ વડે નીર પીને તજે નળ વડે, કરતી નોળીક્રિયા કરણ ચાળા.
ધૂણિયો ધખ્ખતી ઠામ ઠામે ધરી આગ બોટે છે ઝગમગતી જ્વાળા;
નામ મુંબઈપુરી નીરખી દલપત કહે, જળધિતટ જો ગણી જાત બાળા.[૧] ૨

---

૧ અર્થ:—શરીરમાં વધારે ભભૂત લગાવેલી છે, અને ગળામાં બહુ મોટી માળાઓ છે, અને એ નોળીક્રિયા કરવાના ચાળા કરે છે, તે એવી રીતે કે પેટના નળ વડે પુંઠેથી પાણી ખેંચે છે અને નળ વડે પાછું કાઢે છે, અને આસપાસ ધૂણીઓ ધખતી છે, અને ઝગમગ થતી આગની ઝાળ કાઢે છે. એટલે ચાખે છે. મતલબ કે આગના ભડકા મોંમાં લે છે. તેનું નામ મુંબાઈપુરી છે, (જોગણીનાં નામ ગિરી, પુરી, ભારથી, વગેરે હોય છે) તે બાળા જોગણીને સમુદ્રને કાંઠે દીઠી.

બીજો અર્થ—એ શહેરના અંગમાં એટલે બાગમાં ઘણી વિભૂતિ એટલે વૈભવ છે, ત્યાં બદારોટ અને કોટ કહેવાય છે, તે કોટમાં મોટા મોટા માળા બહુ છે; અને નળ વડે વિહાર નામના તળાવનું પાણી લે છે અને બીજા નળ વડે એટલે ગટર વડે પાણી પાછું કાઢી નાખે છે. એવી રીતે નોળીક્રિયા કરવાના ચાળા કરે છે; અને તે શહેરમાં ઠેકાણે ઠેકાણે એંજનની ધૂણીઓ ધખતી છે. વળી ત્યાં આગબોટમાં ઝગમગતી ઝાળ છે. કવિ કહે છે કે તેનું નામ મુંબાઈ જાણી લો, તે નામ નારીજાતિનું છે અને તે સમુદ્રને કાંઠે છે.

## લાડની વાડી

### દોહરો

અઢારસેં ઊનસાઠના મેથી મહિના આઠ
વસ્યો લાડની વાડીમાં ઠીક વિલોકી ઠાઠ. ૭
સર્વ પ્રકારે સુખ મળ્યું; દિલ હરખ્યું દિનનીશ;
વળતી ત્યાંથી વિચરતાં કવિયે કહી આશિષ. ૮

### ઇંદ્રવિજય વૃત્ત

વાસ કરી વસુ[1]માસ વસ્યો તુજ પાસ અને મુજ આશ પમાડી;
સર્વ મનોરથ સિદ્ધ થયા, મુજ નેત્ર તણી પણ પીડ મટાડી;
કામદુધા કહું કે તુજને કહું કલ્પતરુ તણું ઝુંડ કે ઝાડી;
આશિષ દે તુજને દલપત :–થજે વડી લાયક લાડની વાડી. ૮

### વસંતતિલકા વૃત્ત

મુંબૈ શહેર શુભ સાગર તીર જોયું,
જોતાં મનોહર દીસે, મન મારું મોહ્યું;
લક્ષ્મી તથા વિવિધ વૈભવથી ભરી છે,
જાણે ધરા[2] ઉપર ઇંદ્રપુરી ધરી છે. ૯

---

બીજો અર્થ—પૃથ્વી, પોલાણ, પાણી, હવા અને અજવાળું અથવા ગરમી એ પાંચ તત્વ વડે મુંબઇના પાયા બનેલા છે. જે મુંબાઇમાં ઘણાં બકરાં, દેવસ્થાનોમાં ઘણા દેવ, અને અસુરજાતિ પણ છે; અને અસંખ્ય લોકોને પાળનારા ઉમદા ગૃહસ્થો પણ થઇ ગયા છે, અને ઠેકાણે ઠેકાણે નિશાળોમાં ભૂગોળના અને ખગોળના ગોળા દેખાય છે લાયબ્રેરીઓમાં અસંખ્ય શ્લોકો લખતાં લખાયેલા છે. પર્વતની દીકરી પારવતી કહેવાય, એટલે નદી તે અપાર નદીઓનો પતિ સમુદ્ર જેની પાસે છે, અથવા શિવનાં દેવળો ઘણાં છે, એવી મુંબાઇપુરી સાક્ષાત્ મહામાયા છે.

૧. વસુ–આઠ ૨. ધરા–પૃથ્વી

સિંધુ તણા સરસ શોભિત ઘાટ બાંધ્યા,
છેડા જમીન નિધિના ધરી જેમ સાંધ્યા;
ત્યાં ચંભ દેખી કવિએ ચિત વાત ધારી,
સાધો દટાવ કરવા દઢ મેખ મારી: ૨

તૂટ્યાં ફૂટ્યાં તટ વિશે જળમાં સડે છે,
બીજે સ્થળે વિવિધ નાવ નવાં ઘડે છે;
તે જેમ પંથ અસલી બગડ્યા જણાય,
બીજા નવીન ઊપજે બહુ સંપ્રદાય. ૩

હિંદુ તથા યવન લોક ઘણા મળ્યા છે,
તે આમતેમ વિચરે હરખે ભર્યાં છે;
જાણે સમુદ્ર મથતાં અમી નીકળ્યું છે,
દેવાસુરોનું જૂથ પાન પીવા મળ્યું છે. ૪

જેવો દીસે ન નિધિ મધ્ય મહા તરંગ,
કંપે તરંગ તટ જે અવલોકી અંગ;
જાવું સમુદ્ર તરીને તટમાં જ ત્રાસે,
તે કેમ નાવ ચડીને નિધિ પાર જાશે! ૫

ઓગાળ-લીટી પડી છે નિધિ-નીરતીર
ધારે વિચાર નીરખી કવિ કોઈ ધીર:
જાણે સમુદ્ર મુખ તાંબુલ-પીક ચાખી,
રેખા પડી અધર ઉપર એઠી આખી. ૬

પાષાણ ધાતુ જળ ને નિજ માલ જાણે,
ફીણેલું પૃથ્વી પર તે જમિનું પ્રમાણે:
માટે સમુદ્ર નિજ સંઘરી માલ રાખે,
પૃથ્વી તણું તટ સમીપ ઉછાળી નાખે. ૭

જો કોઈ માલ નિધિનો વધતો હરે છે,
તેને સમુદ્ર પાછો તજીને ધરે છે;

તે જેમ ચોરી કરીને પરદેશી ચોર
જાતાં નરેશ પકડે કરી ખૂબ જોર. ૮

પૃથ્વી સમુદ્ર તળની નિધિ માત જાણે,
પૃથ્વી બીજી નિજ પ્રિયાવત તે પ્રમાણે;
માટે સમુદ્ર કદી સ્રીધનને ન રાખે,
ભીંગેલી ચીજ જળ-તીર ઉછાળી નાખે. ૯

મોતી પ્રવાળ નિધિ મધ્ય સ્થળે વસે છે,
જે, સંખલાં છીપલીઓ તટમાં દીસે છે;
મોંઘી ચીજો મનુષ જેમ ધરે પટારે,
સોંઘી ચીજો રખડતી રહી જાય દ્વારે.

કાંઠે, જુઓ, કરચલા[1] અહીં છે ઘણેરા,
જંતુ ન જળ તણા, નહિ પૃથ્વી કેરા;
તે જેમ બેય વગ સાચવવા વિચારે,
વચ્ચે કુટાય જન નિજ તણો ન ધારે.

ઝાઝા દીસે ચરણ, જે ગણી કર્ચલાના,
શા કામના, નહિ કદી દૂર તે જવાના;
શા કામના, કદી ઘણા સુત જે નઠારા ?
થોડા થકી જ સુખ જો સુત હોય સારા. ૧૨

જે શંખમાં વિવિધ વાસિત જીવડા છે,
તે શંખ બંધ કરીને જુગતે રહ્યા છે;
ફાલા પડેલ વળી શંખ, ઘણા અહીં છે,
જાણે સમુદ્ર તટ જોગી તણી મઢી છે. ૧૩

કાંઠા તણી સ્થિતિ જુદી જુદી વાર ભાસે,
આવે વિશેષ જળ ને વળી પાછું નાસે;

૧. દેડકા જેવા દરિયાકાંઠે જીવડા થાય છે તેને ઘણા પગ હોય છે.

લક્ષ્મી તણી ચપળ રીત જણાય જેવી,
આવે વિશેષ. ચડતી વળી જાય તેવી. ૧૪

કાંઠે, જુઓ, વિવિધ પથ્થર જે જણાય,
ભીંજાય છે પછી વળી પળમાં સુકાય;
જે કાળજું અતિ કઠોર ભીંજાય કેમ,
પામે સુસંગ પણ જે જન દુષ્ટ જેમ. ૧૫

આવે તરંગ કરતા અતિ ઘુઘવાટ,
ધીમા પડી તટ અડી ફરી જાય વાટ;
જાણે દીપેલી જગદીશ્વર કેરી આણ
લોપી શકાતી નથી આવી તટ પ્રમાણ. ૧૬

શેવાળ સિંધુ-તટમાં વળગ્યો અગાડી,
જોવાય જંત્ર લઈ મોટી જણાય ઝાડી;
તે જેમ એક નરના ગુણના પ્રકારો,
જોતાં ઝીણી નજરથી બહુ ગુણ ભાસે. ૧૭

કાંઠે વળેલું જળમાં બહુ ફીણ જોઈ,
કાઢે વિચાર મનનો કવિ એક કોઈ:
જાણે શિવે વિષ બધું નિધિનું પકાવ્યું,
એથી અશીણી નિધિને મુખ ફીણ આવ્યું. ૧૮

જો, આ ગરીબ મચ્છ દૂર જઈ પડે છે,
પામી વિજોગ નિધિનો તન તરફડે છે;
સિંધુ-દિલે ન સમજે નિજ હાય દેવો,
મોટા તણો જગતમાં ઉર રોહ એવો. ૧૯

આ વ્યાળ બાળ, મચ્છ ને વળી કાચબા છે,
આઘા ન જાય તટના જળમાં રહ્યા છે;
તે દેખી કોઈ કવિ એમ વિચારી લે છે:
સિંધુ-નિવાસી શિશુઓ તરવા શીખે છે. ૨૦

મોટા ઝીણા જળ તણા બહુ જીવ જંતુ,
આવે હિસાબ ગણતાં કદીયે ન અંત;
જાણે વડું વતન છે ભર વસ્તીવાળું,
છે રાજધાની પૃથિવીપુર[1] જેમ ભાળું. ૨૧

આ જો, કરે અતિ ઘણો નિધિ ઘુઘવાટ,
ગાજી રહ્યો ધ્વનિ થકી સઘળોય ઘાટ;
જાણે મદોન્મત વડો ગજરાજ ત્રાડે
કે સિંહરાજ વનમાં બહુ બૂમ પાડે. ૨૨

મીઠું મળે જગતમાં જળ ક્યાંય સારું,
એથી વિશેષ બહુ સાગર મધ્ય ખારું;
થોડા મળે જગતમાં જન જેમ સારા,
ઝાઝા જનો નીરખતાં મળશે નઠારા. ૨૩

સારા જનો પર સદા કરનાર ખાર,
આ વિશ્વમાં નીરખિયા જન કૈંક ઠાર;
તે આવી નાહ્ય નિધિમાં મન લે નઠારું,
તેથી હશે ખચીત સાગર-નીર ખારું. ૨૪

ખારું ઘણું નિધિ તણું જળ, જો, દીસે છે,
આનંદ માની જળજીવ સદા વસે છે;
આવે સ્વદેશ જન જેમ વિદેશ ઘૂમી,
ભાસે ભલી સ્વરગથી નિજ જન્મભૂમિ. ૨૫

નાવિક બાળ કહીં તો ચડી કોટિયામાં,
જો, આ ફરે જળ વિશે બહુ આ સમામાં;
તે આપના હૃદયમાં રસ રીત રાચે,
શું કાળિનાગ શિર ગોપ-તનૂજ નાચે ? ૨૬

૧. પ્રાણીઓના મોટા વતન જેવડો સમુદ્ર વિસ્તારમાં છે, તેમાં પૃથ્વી તો રાજધાનીના એક શહેર જેવી દેખાય છે.

આને મનુષ્ય સરવે મછવા કહે છે,
હું તો તથાપિ કહું છું જળ-કચ્છ તે છે;
હાલે વિશેષ જળમાં, નીરખો હમેશાં,
છે કાચબા પગ સમાન રૂડાં હલેસાં. ૨૭

ઘોડા સમાન ઘૂમતા જળ-લોઢ[૨] આવે,
નૌકા નિશાનધર હાથણિયો સુહાવે;
આ ઘુઘવાટ વડી નોબતનાદ થાય,
સ્વારી ચડાવી શુભ આજ સમુદ્રરાય. ૨૮

નૌકાની માળ કરી કંઠ ધરી ઉમંગે,
ઊર્મિ દીસે તિલકરેખ અનેક અંગે;
આ ઘુઘવાટ હરિકીર્તનનો સમાજ,
રૂડો બન્યો નીરખિયે નિધિ ભક્ત-રાજ. ૨૯

જે ચીજ હોય હલકી નિધિ નિત્ય તારે,
ડુબાવી દે જરૂર ચીજ જણાય ભારે;
તે જેમ દીન જનને નૃપતિ બચાવે,
બીજા બળિષ્ઠ નરને લડીને નમાવે. ૩૦

નાના વડા તદપિ પથ્થરને ડુબાવે,
સોના રૂપાની કદિયે નહિ શર્મ લાવે.
પોતાનું કાષ્ઠ પરિપોષિત છે નિચારે,
જો, કાષ્ઠને નિજ તણું ગણી નીર તારે. ૩૧

આધાર જેહ જનનો અતિ નિત્ય લૈયે,
તેને વિશેષ દુખ તો કદિયે ન દૈયે;
ધારાથી બોજ વધનો કદી કાષ્ઠ લાવે,
તો કાષ્ઠને તરત નીર તહાં ડુબાવે. ૩૨

૧. જળલોઢ—પાણીનાં મોજાં

આભાર ભુલી જળને શિર પંથ પાડે,
જો, કાષ્ઠને તદપિ તે જળ ના બુડાડે;
તો કાષ્ઠ તુચ્છ ગણી લોક સદૈવ કાળે
છાંડી દયા પ્રજળતા દવમાં પ્રજાળે. ૯૨

નાવ

મોટાં જહાજ તીરથી દૂર તે ફરાવે,
થોડું જણાય જળ ત્યાં કદિયે ન આવે;
તે જેમ જાય બહુ શ્રીપતિ ઘેર રાય,
ઓછા ધનાધિપતિ ઘેર કદી ન જાય. ૯૪

કાંઠે જહાજ ઘડિયું નિધિ–તીર જ્યારે,
માર્યો સુમાર વિણ માર ઘણો સુતારે;
આવ્યું અપાર જળ–મારગમાં તરીને,
કાંઠે જતાં અધિક એથી રહ્યું ડરીને. ૯૫

જે નાવ દૂર જળ-મારગ જૈ શકે છે,
પૃથ્વી વિશે પણ જવા અસમર્થ એ છે;
કર્ત્તાર જેવી જગમાં તન–શક્તિ આપી,
તેનાથી તેથી વધતું ન બને કદાપિ. ૯૬

જો, નાવ કેરું કદી લંગર જાય તૂટી,
તે નાવ જાય વહીને વળી જાય ફૂટી;
તે જેમ વૃદ્ધ જનનો ડર છૂટી જાય,
સ્વચ્છંદી છેક જન થૈ વહી જે કુટાય. ૯૭

જેને ન શક્તિ જળમાં તરવા કદાપિ,
તે નાવની મદદથી તરશે તથાપિ;
મોટા તણો સરસ આશ્રય કોઈ લે છે,
તે શ્રેષ્ઠ કારજ અશક્ત છતાં કરે છે. ૯૮

જો, નાવની મદદથી પથરા તરે છે,
તે દેખીને મરમ આ મનમાં ઠરે છે:
જેને પ્રધાનજન આશ્રય કોઈ લે છે,
તે રાજ કાજ ન ભણેલ છતાં નભે છે. ૩૯

જો, આ સુકાન દીસતું અતિ છેક નાનું,
આ નાવ તેની મરજી લઈ ચાલવાનું;
તે જેમ હોય કદી માંવત છેક છોટો,
ચાલે રહી હુકમમાં ગજરાજ મોટો. ૪૦

જો નાવ મધ્ય કૂપથંભ જણાય કેવો,
ઊંચો અને વળી દીસે મજબૂત એવો;
એ પંથ હોય અતિ સુંદર વાવટાનો,
કે કીર્તિ-થંભ જગમાં નિધિ જીતવાનો. ૪૨

જો, થંભ સાથ દૃઢ છે બહુ દોર બાંધ્યા,
તે નાવ સાથ કરીને શુભ યુક્તિ સાંધ્યા;
જાણે વિશેષ નટ ખેલ કરી બતાવા
રોપ્યો સુથંભ નટવે નિધિને રિઝાવા. ૪૨

જો, આ ભલા ચળકતા ધ્વજ છે ચડાવ્યા,
બાણી વિશેષ રચના મુજ દિલ ભાવ્યા;
જાણે નિધિ-નૃપતિના બહુ વાવટા છે,
એ તો સમુદ્ર-નૃપ-સૈન્ય તણી છટા છે. ૪૩

નાવો વિશે ગણી જુઓ, બહુ લોક બેઠા,
કોઈ કુટુંબ કબીલા લઈ માંહી પેઠા;
જાણે જમીન વસતાં નહિ જે સમાયા,
તે કાષ્ઠના ઘર વિશે નિધિમાં જમાયા. ૪૪

લેખું ન થાય લખતાં - અતિ માલ લાવે,
એ જોઈ જોઈ ઉર એમ વિચાર આવે:

જે ચૌદ રત્ન નીકળ્યાં નિધિ–નીરમાંથી,
આવી હશે વિવિધ વસ્ત સમસ્ત ત્યાંથી. ૪૫

પૃથ્વી થકી બહુ ચીજો જન જાતિ લે છે,
એથી અધિક જણુશો નિધિ લાવી દે છે;
જાણે સુકીર્તિ મળવા ઈરિષા કરે છે,
એકેકથી અધિકતા રકમો ભરે છે. ૪૬

મોટાં જહાજ ભરપૂર ભર્યાં જણાય,
તેમાંથી માલ ઊતરી મછવા ભરાય;
જાણે પરાક્રમી રળ્યો પ્રભુને પ્રતાપે,
લાવી ગરીબ જનને ધન વ્હેંચી આપે. ૪૭

આગબોટ

આ જોઈ લ્યો અધિક શોભિત આગબોટો,
પેંડાં તણો તન વિશે નથી કાંઈ તોટો;
જો, ઠામ ઠામ બહુ બંધન નાડિયો છે,
જાણે ગરિષ્ઠ[1] જળ માર્ગની ગાડિયો છે. ૪૮

આ આગબોટ અહીં ક્યાં થકી એક આવી,
આ તો અનેક જન ને પશુ માલ લાવી.
જાણે કહીં પરગણું દરિયે ડુબાવ્યું,
એમાંથી એક અહીં ગામ તણાઈ આવ્યું. ૪૯

જે દોડતી જળ વિશે જલદીથી જાતી,
તે તો જણાઈ સ્થિર લંગરથી ઠરાતી,
જાણે પ્રમત્ત ગજ માંવતના કબ્જાથી
ઊભો રહ્યો સબળ અંકુશ લાગ્યાંથી.
જો, આ જણાય ધ્રુવ-માછલી એનું નામ,
દેખાડનારી દિશ સત્ય અગમ્ય ઠામ;

---

1. ગરિષ્ઠ—મોટી

જેની સલાહ લઈ પંથ સીધો લીધો છે,
જાણે સમુદ્ર જળ-મારગ શોધિયો છે. ૫૧

અગ્નિ તથા પવન બે મળી પંથ પાડ્યો.
જો, આ અઘાત જળનો મહિમા ઘટાડ્યો;
જાણે જળે દહનથી[1] અતિ વેર કીધું,
બે મિત્ર સંપ કરીને મળી વેર લીધું. ૫૨

આવે યુરોપ થકી ફોજ સમુદ્ર-રસ્તે,
શસ્ત્રો ધર્યાં વિવિધ સુર-જનો સમસ્તે;
જાણે સમુદ્રતનયા હરી લેઈ આવ્યો,
માટે પયોધિ પૃતના[2] પરદેશી લાવ્યો. ૫૩

વેપારિયો વિવિધ માલ લઈ ચડાવે,
જેનો હિસાબ ગણતાં નહિ પાર આવે;
જાણે સમુદ્ર જન શેઠની પેટી એ છે,
વિશ્વાસ રાખી જન થાપણ ત્યાં મૂકે છે. ૫૪

જો, નાવ-જૂથ ભરતી તણી વાટ જોઈ
કાંઠે રહે, ન વિચરે નિધિ મધ્ય કોઈ;
પ્રીછે પ્રજા નૃપતિ જેમ દશા ચડેલી,
ત્યાંસુધી હોય નબળી સ્થિતિમાં પડેલી. ૫૫

ઊગે શશાંક, ભરતી નિધિમાં ચડે છે,
તે દેખી એવી ઉપમા ઉરમાં ચડે છે:
જાણે સુપુત્ર[3] નીરખી હરખે પિતાજી,
પ્રીતિ અધિક ઊભરાય, જણાય રાજી. ૫૬

---

૧. દહન-અગ્નિ
૨. પૃતના-ફોજ
૩. ચંદ્રને સમુદ્રનો પુત્ર કહે છે.

ખાડી

નૌકા વિશે રહી જનો જળ-પંથ ચાલે,
તે દોડતાં તરુવરો નિધિ-તીર ભાળે;
તે તેમ હોય નિજ દુર્ગુણ જે અલેખે,
પોતા વિશે ન પરઠે, પરદોષ દેખે. ૫૭

જો, નાવ માંહી રહીને કદી દૂર જોયે,
કાંઠા સલિલ ડૂબકાં દ્રુમ દેખી લૈયે;
આઘે જઈ વળી જુઓ કરી દૃષ્ટિ, ભાઈ,
જાણે જમીન સઘળી જળમાં સમાઈ. ૫૮

નાવો બીજાં વિચરતાં બહુ આસપાસે,
તે દૂરથી પ્રથમ તો શઢ માત્ર ભાસે;
જાણે ધજા નિધિ-શિરે બહુ છે ચડાવી,
કાં તો અનેક વસિયા બગ પક્ષી આવી. ૫૯

જો, આ શિકારી જન જાળ જળે ધરે છે,
સ્વાર્થે ગરીબ મછના જીવને હરે છે;
તે જેમ ઢોંગી ગુરુ શબ્દની જાળ નાંખી
અજ્ઞાની લોક તણી લે ઠગી મૂડી આખી. ૬૦

ખોરાકવાળી ગળ[1] કોઈક તો ધરે છે,
જો, સ્વાદ-લોભી પછી તે ગળીને મરે છે;
તે જેમ લોભી જન સૌ ઠગથી ઠગાય,
લેવા જતાં અધિક લાભ બધુંય જાય. ૬૧

ડોળું જણાય જળ સાગર-નીર-તીર,
આઘે જતાં નીરખિયે વળી સ્વચ્છ નીર;
બે દેશ સંધિ થળમાં જન મિશ્ર વાણી,
મધ્ય સ્થળે પ્રબળ નિર્મળ જેમ જાણી.

---

૧. જળ-માછલાં પકડવાનો લોઢાનો કાંટો

### મધ્ય સમુદ્ર

દીસે ન તાડ વગરે પણ કોઈ ઝાડ,
દીસે ન ગામ પુર કે ન દીસે પહાડ;
જ્યાં જ્યાં જુઓ નજરથી જળ જોઈ લેશો,
પૃથ્વી નથી જ કહીં એમ તમે કહેશો. ૬૩

જો, થાળી જેવી પૃથિવી રચી કોઈ હોત,
દેખાત ઘાટ પુર પર્વત ઝાડ સો'ત;
આ તો જુઓ અકળ ઈશ્વર કેરી માયા,
ગોળા–શિરે ઉદધિ કેમ હદે રખાયા ! ૬૪

આકાશ ને જળ વિનાં કશુંયે ન દીસે,
સિંધુ તણું સલિલ[1] ત્યાં ઊછળે અતિશે;
જેણે નહિ પ્રલય કાળ કદી નિહાળ્યો,
ભાળ્યાની હોય મરજી, નિધિ મધ્ય ભાળો. ૬૫

તે નાવ મધ્ય જન જે છતમાં રહેલા,
બીજા જણાય નહિ જે કહિયે ગયેલા;
ભાળી વધે મન વિશે વળી એમ ભાવ,
વૈવસ્વતે[2] વિદિત વાસિત એ જ નાવ. ૬૬

જો, નાવમાંથી શુક મોર મૂકે ઉડાડી,
તેને સૂઝે ન દિશ ક્યાંય જવા અગાડી;
તે જેમ હોય જન આશ્રય એક ધારી,
બીજે જવાની કદી ક્યાંય સૂઝે ન બારી. ૬૭

મોટા ઘણા મગર સાગરમાં વસે છે,
નાના જ તીર સમીપે જળમાં ધસે છે;

---

૧. સલિલ–પાણી
૨. મનુ અથવા અંગ્રેજો જેને નોવા કહે છે તે

તેં જેમ કોટિધ્વજ તો શહરે જ હોય,
તે છેક ગામ લઘુમાં નીપજે ન કોય. ૬૮
સાપો વડા વળી વસે બહુ સુસવાટ,
જેનાં ઘણાં તન જણાય પ્રલંબ ઘાટ;
કેવાં સ્વરૂપ નીરખી ચિતમાં ચડ્યાં છે,
જાણે પયોધિ-ઉદરે કૃમિયાં પડ્યાં છે. ૬૯
પાકે સમુદ્ર-ઉર મૌક્તિક ને પ્રવાળાં,
જાણે તથાપિ મૂલ તો જન પૃથ્વીવાળાં;
સિંધુ વિશે રહી રહી નહિ મૂલ થાય,
વિદ્વાન જેમ પરદેશ વિશે પુજાય. ૭૦

ઉપજાતિ વૃત્ત

હંસો, તમો સાગર દેખી ખારો સદા નઠારો ઉરમાં ન ધારો;
કુવાક્યમાં જેમ સુવાક્ય મીઠાં, મહાર્ણવે છે બહુ મોતી દીઠાં. ૭૧

વસંતતિલકા વૃત્ત

જો, સિંધુમાં વિવિધ મચ્છ ફરે તથાપિ
મોતી ન હોય સઘળા મચ્છમાં કદાપિ;
તે જેમ એક કવિની બહુ ટોળી જોઈ,
નીતિ તણાં કવન તો કરનાર કોઈ. ૭૨
પ્રાણી રચે ઉદધિના[1] ઉરમાં પ્રવાળાં,
રાતાં તથા વિવિધ રંગ તણાં રૂપાળાં;
જાણે સમુદ્ર-તનના શુભ માંસ-લોચા
કેવા દીસે કરણ તે, નથી કાંઈ પોચા. ૭૩
જો, સૂર્યબિંબ નિધિના જળમાં જણાય,
તે દેખી એવી ઉપમા ગણતાં ગણાય:

૧. ઉદધિ-સમુદ્ર

કાયા સમુદ્ર તણી નીરમયી રહી છે,
ચૈતન્ય શક્તિ તનમાં ચળકી રહી છે. ૭૪

જો, વાદળું ધન વિના ક્ષિતિજે જણાય,
તે શ્વેતરંગ તણું દેખી વિચાર થાય:
જાણે ગિરિ બરફનો તરી કોઈ આવે,
એવી ચમત્કૃતિ પ્રભુ બહુધા બતાવે. ૭૫

જો, આગબોટ જતી આવતી દૃષ્ટિ થાય,
આકાશ દિશ અતિ ધૂમ જતો જણાય;
જ્વાળામુખી નિધિ થકી નીસરેલી જેમ,
આભાસ થાય જનને નીરખ્યાથી એમ. ૭૬

આકાશ દિશ ચડતો વળી ધૂમ જોઈ
એવો વિચાર કરશે કવિરાજ કોઈ:
વંટોળિયો જળ તણો નિધિમાં ચડ્યો છે,
ઊંચો અતિ નભ વિશે જઈને અડ્યો છે. ૭૭

જાણે ભૂકંપ નિધિમાં અતિશે થયાથી
આ તો નવીન નીસર્યો ગિરિ સિંધુમાંથી,
કે રામદૂત નળ નીલ અડેલ એને,
આવી સુશક્તિ નિધિમાં તરવાની તેને. ૭૮

જો, સિંધુ—મધ્ય વળી બેટ અનેક જે છે,
તે તો વિશેષ ઘણી સુંદરતા ધરે છે;
દેખાય દૂર થકી તેહ તણા બનાવ,
જાણે તરે ઉદધિ મધ્ય અનેક નાવ. ૭૯

આ જો, સમુદ્ર જળમાં રવિ અસ્ત થાતો,
જાણે કરાલ દુખથી પડીને ડુબાતો,
કાંતો ગયો વળી બીજે કરવા પ્રકાશ
પાતાળ લોક ભણી પંનગરાય પાસ. ૮૦

જો, આ સમુદ્ર તણી છે જગમાં વડાઇ,
ભોળા જનો સુણી દિલે ભરમાય, ભાઈ;
કેવા યુરોપિયન છે ધનવંત લોક,
જોયા વિના સુણી કહે જન જેમ ફોક. ૮૧

આ સિંધુનો ઉચરતાં મહિમા ઘણેરો,
માને ન વાત કદી દાદુર કૂપ કેરો;
જે વાતનું જગતમાં નહિ જ્ઞાન જેને,
તે વાત કેમ મનમાં સમજાય તેને? ૮૨

નદીઓનો સંગમ

સિંધુ નદી નરમદા મહી ને ત્રિવેણી
આવે અનેક નદિયો વહી દિન રેણી;
જોતાં જણાય નહિ જે જળ ક્યાં સમાય,
મોટાનું પેટ કળતાં ન કળી શકાય. ૮૩

ઘોંઘાટવાળી નદિયો નિધિ-તીર આવે,
આવ્યા પછી ધ્વનિ સમુદ્ર વિશે સમાવે;
તે જેમ તુચ્છ જન ગર્જન જે કરે છે,
માયા તણો જન મળ્યે રવ વીસરે છે. ૮૪

આવી હિમાચળ થકી ગુણવંતી ગંગ,
કીધો નિવાસ વળી સાગર શ્રેષ્ઠ સંગ;
જાણે હિમાચળ તણી તનયા રૂપાળી,
તેણે કર્યું નિધિથી લગ્ન મહત્ત્વ ભાળી. ૮૫

ભૂમિ વિશે સરવથી નિધિ દેવ મોટો,
બીજો હિમાચળ દીસે પણ એથી છોટો,
મોટાની પુત્રી પરણે ઘર જોઈ મોટું,
એવું બને અસલથી, કહું કેમ ખોટું? ૮૬

ગંગા કદાપિ વરવા સ્થળ અન્ય જાત
તો તે જરૂર નહિ ત્યાં ઘડિયે સમાત;
મોટાની પુત્રી પરણાવી ગરીબ ઘેર,
બંને ફજેત બનશે, સુખ લે શી પેર? ૮૭

જો, મિષ્ટ નીર ધરીને મળી આવી ગંગ,
સિંધુની રીત પકડી મળી સિંધુ-સંગ;
જો ધર્મ-વેશ નિજ મૈયરનો ઉતારે,
સ્વામીની સાથ મન તો મળી જાય ત્યારે. ૮૮

બોલ્યાની રીત બદલી, વળી ચાલવાની,
છોડી સમસ્ત રીત મૈયર મા'લવાની;
સૌ મૂચ્છ કચ્છ નિજ જીવન સો'ત સોંપી,
સ્વામીની સર્વ મરજી જરિયે ન લોપી. ૮૯

ગંગા તણું જળ, જુઓ, અતિ મિષ્ટ સારું,
ખારે જળે મળી જવાથી જણાય ખારું;
ઝાઝા કુપાત્ર જનનો અતિ સંગ થાય,
સત્પાત્ર જે જન કુપાત્ર સમો જણાય. ૯૦

જે કોઈ નાવ ચલવે નિધિમાં અજાણ,
ભાગે ઊંડા ખડકથી અથડાઈ, જાણ;
દેખી બીજાનું કરતાં વણભેદ જાણ્યે,
તે જેમ રોઈ રહશે નિજ ખોઈ પ્રાણે. ૯૧

જો સિંધુ નિત્ય બહુ ગંભીર થૈ રહે છે,
ધારા વિરુદ્ધ પણ તે કદી ક્યાં સહે છે;
નિર્દોષ નાવ નીરખી શત કોશ સારે,
જો, દોષ લેશ પડતાં જ ડુબાવી મારે. ૯૨

જો નાવ કોઈ વધતું નિધિને નમે તો,
મારે ડુબાવી જળમાં જલદીથી તે તો;

જેને નમ્યાથી ચડીને ગેલટા દબાવે,
તેવાની પાસ મૂરખા શિર જે નમાવે. ૯૩
લાગે નહિ પવન તો નિધિ શાંત ભાસે,
લાગે ઘણો પવન તો અનીતિ પ્રકાશે;
તે જેમ દેશપતિ હોય સ્વભાવ સારો,
પામે કુસંગ પછી તે નીવડે નઠારો. ૯૪
મોટાઈ હોય, વળી જો જર હોય ઝાઝું,
પામે વળી જર ઘણું દરસાલ તાજું,
તેને વળી પવન જો અતિશે ભરાય,
તેના થકી જુલમ શો ન કરી શકાય? ૯૫
જો, સિંધુરાજ જુલમી બની જાય જ્યારે,
તે પાપ પુણ્ય નિજ ધર્મ જુએ ન ત્યારે;
તે જેમ ક્રોધી જનને મન થાય ક્રોધ,
ત્યારે જુએ ન કશુંએ કરતાં વિરોધ. ૯૬
જો, સિંધુમાં પવનનું અતિ જોર થાય,
ગાંડો ઘણો જે નિધિ તે તકમાં જણાય:
જાણે જુવાન જનના મનમાં ભરાયો
ગાંડાઈનો પવન, તે જુલમી જણાયો. ૯૭
ગાંડો સમુદ્ર જગ મધ્ય જણાય જ્યારે,
નૌકા ન જાય નિધિ-મારગ કોઈ ત્યારે;
તે જેમ કેફ કરીને જન મત્ત થાય,
વિશ્વાસ કોઈ કરીને સમીપે ન જાય. ૯૮
તોફાન-કાળ ઊછળે અતિ સિંધુ જ્યારે,
નૌકા-નિવાસી તજી હિંમત એમ ધારે:
ભૂકંપના નિધિ તળે અતિ આજ ઘૂમી
પૃથ્વી વિશે નિધિ થશે, નિધિ મધ્ય ભૂમિ. ૯૯

બે આગબોટ નિધિમાં અથડાય જ્યારે,
એવો બનાવ બનતો નિરખાય ત્યારે,
જાણે લડ્યા ધરમના દ્રય સંપ્રદાય,
બંને તણાં મનુષનો બહુ નાશ થાય. ૧૦૦

### સમુદ્રને ઠપકો

રે સિંધુ, શ્રેષ્ઠપણુનો શીદ ગર્વ લાવે?
તારા સમાન બહુ આ મનમાં સમાવે;
જો, શ્રેષ્ઠ તે મન થકી જગમાં જણાય,
આકાશ કાળ કદિયે મનમાં ન માય. ૧૦૧

રે સિંધુ, શ્રેષ્ઠ મહિમા પરિપૂર્ણ પામ્યો,
રાશી વિશેષ વસુધા જગ મધ્ય જામ્યો;
પામે પીવા ન જળ આશ્રય પામી તારો,
કૂવો કનિષ્ઠ સરખો પણ તુંથી સારો. ૧૦૨

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

રે રત્નાગર, ગર્જના કરી રહો, ગર્વિત તું તો થયો;
તે તારો ધિક સર્વ ગર્વ ગણિયે, જો ગર્વ વ્યર્થે ગયો;
તારાથી ન ટળી તૃષા જન તણી, છે શર્મ તેની કશી?
જોયે કૂપ કને જઈ જળ પીવા તારે કિનારે વસી. ૧૦૩

### સમુદ્રના દોષ

વસંતતિલકા વૃત્ત

લે છે નદી નદ તણું, વળી લે બીજાનું,
વર્ષાદનું જળ લઈ ભુવને ભર્યાનું,
પીવા તૃષિત જનને પળિયે ન દેવું;
સિંધુ શીખ્યો કૃપણ ભુપનું કામ એવું. ૧૦૪

પાસે પડ્યા કઠણ પથ્થર જે પ્રધાન,
ખાનાર ખૂબ મગરો પણ છે નિદાન;
ખોરાક કાજ સરપો જઈ જ્યાં વિરામે,
ત્યાં પંડિતો જઈ પીવા જળ કેમ પામે? ૧૦૫

આવે ઘણુંક જળ તે લઈ સંઘરે છે,
ખારું કરી વધુ વધુ ભરતી ભરે છે;
જાણે નિશાની કરવા નવી છાપ મારી,
લે ના શકે જન કદી સરકારી ધારી. ૧૦૬

પાણી ઘણુંક મછ ને મગરો પિયે છે;
પૃથ્વીનિવાસી જ નિરાશી સદા રહે છે;
જાણે સ્વદેશી જનને જ હમેશ દેવું,
ધારે સમુદ્ર નરપાળ બીજાનું લેવું. ૧૦૭

રે રે મૃગો, નિધિ તણું બહુ નીર જોઈ
આશા ધરી નવ જશો નિધિ પાસ કોઈ.
એ તો બધું જ જળ સંઘરી રાખવાનું,
પામે ન કોઈ તરસ્યો પળિયે પીવાનું. ૧૦૮

સિંધુ થકી સરસ માલ મીઠાઈ આવે,
કોઈ સમે ઉદધિ તો રિપુ-ફોજ લાવે;
તે જેમ સર્વ જનને સુખ મૂળ રાય,
કોઇ સમે નૃપતિથી જ પ્રજા લુટાય. ૧૦૯

સમુદ્રનો ઉદ્યમ

પીધો હતો અસલમાં નિધિને અગસ્ત્યે,
કીધાં વખાણ બહુ આર્ય જનો સમસ્તે;
આજે યુરોપ ભૂમિમાં જન જે થયા છે,
તેઓ જરૂર જળ-સાગર પી ગયા છે. ૧૧૦

ચાળીસ મૈલ તરીને નિધિમાં ગયા છે,
એવા વિલાયત વિશે જન તો રહ્યા છે;
અભ્યાસથી કરી શકે અતિ શ્રેષ્ઠ કામ,
જો માનવી જનિતને મન હોય હામ. ૧૧૧

જો. સિંધુ-મંથન કરી ધન કાઢવાની
શક્તિ હતી સરસ આર્ય જનો થવાની,
તે શક્તિ આજ રહી સર્વ યુરોપખંડ,
ત્યાંના નિવાસી નિધિ-મંથન કાજ મંડે. ૧૧૨

આ આગબોટ રથ વિક્ટોરિયાનો,
ખાડી-સમુદ્ર રથચક્ર તણા ચીલાનો;
જ્યાં જ્યાં જુઓ સબળ તે રથ ચાલી જાય,
ચીલો પડે, જળ ભરાય સમુદ્ર થાય. ૧૧૩

રે પક્ષપાત અતિ કેમ, નિધિ, ધરાવે ?
યુરોપખંડ થકી લોક અનેક લાવે;
ત્યાં કેમ એમ અમને નથી તેડી જાતો ?
દીસે, સમુદ્ર, તુજ કૃત્ય અયોગ્ય આ તો. ૧૧૪

વાસુકિ નામ અહીં આ જળમાર્ગ જાણો,
મંથાદ્રિ નામ પણ નાવ તમે પ્રમાણો;
જો સંપ રાખી નિધિ-મંથન કાજ જામો,
તો લક્ષ્મી લાભ સુજનો પરિપૂર્ણ પામો. ૧૧૫

## ૨૦. હુન્નરખાનની ચડાઈ

દોહરા

સુંદર દેશ સુહામણો તાજો હિંદુસ્તાન;
ઉદ્યમપુર એમાં વસે સુખ-સંપત્તિ-નિધાન. ૧
સઉ રાજાનો રાજિયો રાજ કરે વણરાજ;
અફીણ મઉઠ બે [1]અનુજ છે, જેની જગમાં લાજ. ૨
જમે ભરે પરદેશના ભૂપતિ જેને ઘેર,
દશે દિશાઓ વશ કરી, ગઢપતિ કીધા જેર. ૩
સેવે ચાર વરણ સદા, કસૂર કરે નહિ કોય;
અગણિત જેને આંગણે હય હાથી રથ હોય. ૪
કહું તેની કુળદેવિકા, લક્ષ્મી નામ લખાય,
જે આસો વદિ તેરશે પ્રેમ સહિત પુજાય, ૫
જેને નિજ પગ સ્પર્શતાં હિંદુ-દિલ દુભાય;
સભા વિશે સાચો થવા લક્ષ્મીના સમ ખાય. ૬
કઈ દિન પ્રતિ દર્શન કરે પોઢી ઊઠી પ્રભાત;
નીરખી બીજના ચંદ્રને નીરખે લક્ષ્મી માત; ૭
પ્રભુની પટરાણી ગણે, જેથી જગત અશોક,
પ્રતિદિન કંઈ પૂજા કરે હેને હિંદુ લોક. ૮
દરિયાની તે દીકરી, મોટી જગતની માત,
દમડી-પૈસા-રૂપિયા પ્રકટ રૂપ પ્રખ્યાત. ૯
અધિકો એથી સ્વર્ગમાં દેવ ન દીસે કોય;
ઇંદ્ર સદા સેવક થઈ લક્ષ્મીને વશ હોય. ૧૦

---

૧. નાના ભાઈઓ

ચોપાઈ

એ કુળદેવી–પ્રતાપે આજ રાજ્ય ચલાવે શ્રીવર્ણુરાજ;[1]
કીર્તિ તેની સુણીને કાન ખૂટ્યા[2] પડ્યો નૃપ ફુન્નરખાન, ૧૧
જેનું ચીન વિલાયત રાજ, ઘણી ઘણી ફોજોનો આજ,
યંત્રખાન જેનો પરધાન ભારે બળિયો ભૂત સમાન. ૧૨
તે પ્રતિ બોલ્યો ફુન્નરખાન, અંતરમાં આણી અભિમાન :
રોકડ આપણી લે વણુરાજ, તો શા લેખે આપણી લાજ ? ૧૩
સાચું બોલે તજીને સોર, શાથી કરે વણુરાજા જોર ?
વદે પ્રધાન : સુણો, નૃપ, વાત; મહાલક્ષ્મી એની કુળમાત ૧૪
સદા પ્રસન્ન છે તેને શીશ, તેથી વશ કીધી દશ દિશ.
ખૂંખારી કહે ફુન્નરખાન : હાથ કરું હું હિંદુસ્તાન; ૧૫
તોડું દેવળ લક્ષ્મી તણું; પરમ પરાક્રમ છે આપણું;
લક્ષ્મી લાવું પકડી કેશ, નહિતો દેહ તજું પરદેશ. ૧૬
સ્વારી જેમ સુલતાને કરી, સોમેશ્વરી શોભા હરી,
એ જ રીતે વરતાવું આણ, તો બીજી–જાયો મુજ જાણ. ૧૭
પછી કર જોડી કહે પ્રધાન : સમર્થ નહિ વણુરાજ સમાન;
અખિલ જગત જેને વશ આજ, મોટો તે મહીપતિ મહારાજ. ૧૮
લક્ષ્મી શા રીતે લાવિયે ! કેમ કુશળ પાછા આવિયે ?
અહીણુસિંહ છે એનો ખાન, વિશ્વ વિશે તે પણ વિખ્યાત. ૧૯
બળિયો એ બંનેથી કોય હું જાણું જગમાં નહિ હોય;
મોટો જોદ્ધો ચોળ મજીઠ, પાછો કદી ન આપે પીઠ, ૨૦
સહુના શિર પર ધારે પાપ, જોદ્ધો તે ક્યમ જીત્યો જાય ?
એ છે ખરાખરીનો ખેલ; તે તલમાં નહિ પામો તેલ. ૨૧

---

1. કપાસ
2. ઝાંખો

પધ્ધરી છંદ

અતિઅગમદેશ હિંદુસ્તાન, વળી વિકટ પંથ ભૂમિ ભયાન;
સજી સૈન્ય સંગ જવું દેશ દૂર; અનહદ શહેર ઉલમી પુર; ૨૨
તે મધ્ય ધિંગું છે લક્ષ્મીધામ, હરિ શકે કોણ જન રાખી હામ?
વિદ્યા વિચિત્રનો કઠણ કોટ, રખવાળ કારીગર એની ઓટ; ૨૩
ગજદંત દેવી દ્વારે કમાડ, વેપાર થંભ ઔઢા પહાડ;
સોનાની ખાણ શીખસુરંગ, નિર્મળી હીરા મણિ મોતીનંગ. ૨૪
ઊચરામ રાગ રૂડા રસાળ, વાજિત્ર નિત્ય વાજે વિશાળ;
ઝણણાટ શબ્દ ઝાલર કરંત, ઘણણાટ ઘંટ કેરા અનંત. ૨૫
મહાલક્ષ્મી મધ્ય વિરાજમાન; કહું રૂપ તે તણું; સુણો કાન.
સહુ વસ્તુ એળવી શકે સાથ, હું જાણું જે હશે ચાર હાથ, ૨૬
દરશી અદર્શ બહુ કામ થાય, તે માટ લક્ષ્મી ચપળા લખાય;
જેને પ્રસન્ન જગદંબ આપ, પરિપૂર્ણ તેજ પામે પ્રતાપ. ૨૭
જગદીશ કેરી પટરાણી જાણી, વડી રૂપવાળી કવિયે વખાણી;
સેના અસંખ્ય રાખે સદાય, જન કોઈ તે જીતી ન જાય. ૨૮
હથિયાર જાત હાથે હજાર, તરવાર ઢાલ બરછી કટાર,
ત્રિશૂળ ને છરા ધનુષ તીર, ધારી શકે ન અરિ ઉર ધીર. ૨૯
દીઠા અનેક તે પાસ દાસ, એથી ન જીતવા થાય આશ;
મહારાજ, આજ રાખિયે ઉર, કો સમે કાજ કરશું જરૂર. ૩૦
સહસા ન સુધરે કોઈ કામ; ધીરજે સાધિયે શત્રુ-ધામ;
ધીરજે સાધિયે શ્રેષ્ઠ ગ્રંથ; ધીરજે કાપિયે ઔઢ પંથ. ૩૧

પ્લવંગમ છંદ

ક્રોધ પામીને પુનર હુનર નર ઊચર્યો :
રે ગુણવાન દીવાન, દિલે કયમ તું ડર્યો ?

સુણ મારું સામર્થ્ય; વ્યર્થ તજ શોક તું;
જૂઠી જવા દે જિકર; ફિકર કર ફોક તું. ૩૨

હુનર તણો નર હોય, ફિટાડે ફોજને,
આપે ઊંચકે એક બહુ મણ બોજને;
વાહન હય રથ હાથી લક્ષ્મી નાં લેખ તું;
બહુ અગ્નિરથ ઓટ અમારાં દેખ તું. ૩૩

પવન પ્રમાણે ગમન જગતમાં જેહનું,
વળતી હવે વિચાર, બહુ બળ કેહનું;
લક્ષ્મીના લખનાર હજાર લખે મળી,
એક અમારો છાપ-ખાન લખી દે વળી. ૩૪

લક્ષ્મીના જન લાખ નજર ઊંચી કરે,
પર્વત-શિર પર્યંત વળી કદી વિચરે,
ગ્રહ ઉપગ્રહનાં ભુવન નહિ દેખે નકી,
તે સહુ દેખે તુરત હુકમ મારા થકી. ૩૫
મારા જનની ગાડી જાય જળ-અંતરે,[1]
વસ્ત્ર તણે વિમાન ચડી નભ સંચરે;
કાષ્ઠ-પૂતળી પાસ સુકામ કરાવિયે,
કાંઈ પડે નહિ કષ્ટ, વસ્તુ ઉપજાવિયે. ૩૬

લક્ષ્મીને ભુજ ચાર, અમારે વીશ છે;
ઉત્તમ કુળ અવતાર, ગતિ દશ દિશ છે;
બુદ્ધિ મારી માત, [2]ગણાધિપ તાત છે,
લાભ લક્ષ એ ભ્રાત વિશ્વવિખ્યાત છે. ૩૭
વય છોટીમાં વર્યો છું હિંદુસ્તાનમાં;
કીધી કાંઈ સહાય મનુષ્યના જ્ઞાનમાં;

---

૧. ટેમ્સ નદીનો પુલ પાણીની નીચે બાંધેલો છે.
૨. ટોળાનો ઉપરી; તેમ ગણેશજી

શીખવ્યાં પટ હથિયાર સુરીત સુધારવા,
ખેતી કરી ખોરાક અધિક ઉદ્ધારવા. ૩૮

ધાતુ ઓષધિ શોધ, રાજની નીતિઓ,
ગ્રહમંડળ અનુમાન, ખગોળની રીતિયો,
એ આદિક અતિ જુક્તિ વધારી વેગથી;
સર્વે શીખવ્યો શોધ ભલા રસભોમથી. ૩૯

જ્યાં મહમદિયન જોર જણાયું આકરું,
ઘણો ઊઠયો ગભરાટ, સુજ્ઞાન ઘટયું ખરું;
હું મારું લઈ કુટુંબ વસ્યો આ દેશમાં,
વધતે વર્ષે થયો છું જોબન વેશમાં. ૪૦

હિંદુ મટી હું હાલ થયો છું યુરોપિયન,
કોઈ ન જાણે મને, હતો આ હિંદુજન;
ચીન વિલાયત-આજ રાજ મારું ઠર્યું,
હિંદુની હરું દેવી, અધિક તો આગરૂ. ૪૧

દોહરા

મંત્રી કહે: મહીપતિ સુણો; તે ન તુરતનું કામ;
એ તો પુર નથી આપનું, નથી બાપનું ધામ. ૪૨
હુન્નરખાં બોલ્યો હવે: કરો કહું તે પેર;
જોતે આશા જીવની, બસ જઈ બેસો ઘેર. ૪૩
અફીણુસિંહ જે આપણું જર જોરે લઈ જાય,
જેની શુદ્ધિ જાગતી ખુશીથી કેમ ખમાય ? ૪૪
[1]ગભરુને કર ગોળ દઈ ઠગ જન ઠગે રતન,
તેમજ જ્યાં જન તુચ્છ-મતિ, ધરણિ રહે નિર્ધન. ૪૫
જાય હરી જર આપણું અફીણ મઝા કપાસ,
મન જાણો જીવતા મૂઆ, અન્ન ન ખાધું, ઘાસ. ૪૬

---

1. છોકરું

માનવ મારા મુલકનાં અક્કલમંદ અતુલ્ય;
પકડી અફીણુ કપાસને દામ ન દેવે મુલ્ય. ૪૭
વણરાજાની વસ્તીના સૂના પુરુષ સદાય;
જડે નહિ નર જાગતો, જે મુજને લઈ જાય. ૪૮

કોઇ પ્રબંધ ન બાંધશે જ્યાં લગી પીતળ પાત્ર,
આંખો મીંચી ઊંઘશે, માણસ તે શા માત્ર ? ૪૯
તે માટે ત્યાં મોકલો વડો પરાક્રમી વીર,
તોડે હિંદુસ્તાનને એવો કોઈ અમીર. ૫૦

સુણી બોલ્યો સરદાર નર પંડે માદરપાટ :
લાવું લક્ષ્મી લૂંટીને, એ તો તજો ઉચાટ. ૫૧
થર, તને શાબાશ છે; બોલ્યો હુન્નરખાન :
ચોંપ કરીને ચાલજો, છો છળભેદ-નિધાન. ૫૨

ભુજંગી છંદ

ચડી ફોજ ત્યાંથી ચડી શ્વેત રંગે;
ભરાયાં ઘણાં નાવ ભારે ઉમંગે;
સજ્યાં બાણુ ચીને ફટાકા સહાઈ;
લઈ ફોજ ચાલ્યો મચાવા લડાઈ. ૫૩

તૂટે જેથી લક્ષ્મી તણો દુર્ગ કિલ્લો,
હડે શસ્ત્ર લઈ વીર ચાલ્યો હઠિલ્લો;
ઘણે જોર હિંદુ તણે દેશ આવ્યા,
હણી હદથી હિંદુઓને હરાવ્યા. ૫૪

ટકે નાહિ ત્રાહિ મુખે હિંદુ ત્રાડા;
ન ઊભા રહે, હામ-મેલી જ નાઠા;
દિશે દિશમાં બાણુ ફેંકે ફડાકા;
જનો જાગતા શિર લાગે સડાકા. ૫૫

તહાં ગાયકા નાયકા સિંધુ[1] ગાવે,
સુઝાડિ સ્વરે દુંદુ-વાજાં બજાવે. ૬૨
શૂરા શત્રુને સામસામા પ્રચારે,
તજી આશ જીવ્યા તણી શસ્ત્ર ધારે;
કહે: માર મારો; કરે આંખ ફાડી;
ખરો આગળે જાય તે કોણ પાડી! ૬૩

દોહરા

જાણ થયું અસુરાણને, બોલ્યો તે બળવાન:
લક્ષ્મીને નહિ લહી શક્યા, તૂટ્યો ન હિંદુસ્તાન. ૬૪
સાંભળ તું, સેનાપતિ, શત્રુ મુલક મોઝાર
આ અવસર છે આપણી કોઈ મદદ કરનાર? ૬૫
સુણી સેનાપતિ ઊચર્યો: સુણો, શાહ સુલતાન;
ઇચ્છે છે શુભ આપણું વેંમખાન ગુણવાન, ૬૬
જેને આપણી જમીનથી, કીધો દેશનિકાળ,
ભૂત જાદૂ ને ભોળપણ જેનો વંશ વિશાળ; ૬૭
હાલ વસે છે હિંદુમાં, કષ્ટ અધિક કરનાર;
અવળો નિત ઉપદેશ દઈ આપે કુમતિ અપાર. ૬૮
કામિનિયોને તે કહે, વરજો[2] વિદ્યાભ્યાસ;
કરવો નહિ નર કોઈને કદી પરદેશ પ્રવાસ. ૬૯
ભણતર જો ઝાઝું ભણે, નિર્ધન નિશ્ચે થાય;
વળી બહુ પુસ્તક વાંચતાં વ્યર્થ વખત વહી જાય. ૭૦
એ રીતે ઉપદેશ બહુ વધનો આપે વેંમ;
આળસ ને અજ્ઞાન પણ આપણું ઇચ્છે ક્ષેમ. ૭૧

૧. સિંધુ રાગ
૨. તજો

હરિગીત છંદ

પણ એક શત્રુ આપણો થાવા ન દે મન ભાવતું,
એથી જ ઝાઝું જોર આપણી ફોજનું નથી ફાવતું;
સરદાર સાહિબ લોક તે એ લોકનું અતિ પ્રિય કરે,
સમભાવ રાખે સર્વ શિર, દિલમાં દયા ધરથી ધરે. ૭૨
અજ્ઞાન આળસ વેંગના થઈ શત્રુ સમ લાગ્યા રહે;
હિત-ચહે હિંદુસ્તાનનું, તજી કપટ નિત સાચું કહે;
પુસ્તકશાળા પાઠશાળા વિરચી વિદ્યા વિસ્તરે;
કદી ગરથ ખરચે ગાંઠનું, સહુ લોક જેથી સુધરે. ૭૩
અતિ ગુપ્ત વાતો આપણી ભેદુ બની રૂડે ભાખતા;
સંચા ખજાના સર્વસ્થળ રતિયે ગુપત નથી રાખતા;
પેસાર ને નિકાળ તમ દરબાર ચિત્રે ચિત્રમાં,
દેખાડી દુનિયાને કરે છે ચતુર હુનર-ચરિત્રમાં. ૭૪
કોહાડી સાથે કાઠનો હાથો મળ્યે તરુ-નાશ છે,
અરિ તેમ દેશી આપણા, જેનો તહાં સહવાસ છે;
સાહિબ સલામત ગરીબ-પરવર, સુણો, હુન્નરખાનજી,
કોઈ વખત તમને બાંધીને સોંપશે હિંદુસ્તાનજી. ૭૫
ભય ભારી અમને એહનું; બીજા થકી બીતા નથી;
મન સાચી કરીને માનજો, જે કથા તમ આગળ કથી;
સુણી બોલ હુન્નરખાન બોલ્યો : છેક વાત ન છંડિયે;
પડિયે જહાં લગી પરવશી, મન રાખી સામા મંડિયે. ૭૬
ખુદ મદદ તો કરશે ખુદા; ચીનદેશથી ચડી ચાલવું;
લૂટવું દેવળ લક્ષ્મીનું; પોતાનું બોલ્યું પાળવું;
પણ જાણજે જો, યંત્રખાં, તું પડીશ હિંદુ-હાથમાં,
પડશે પછી તો આપણા ભંગાણ સઘળા આથમાં. ૭૭

### દોહરા

ચડી ફોજ બડી ચીનથી, બહુ ગાજ્યું બ્રહ્માંડ,
કાગળ કાચ બિસોર તજ સોમલ રેશમ ખાંડ, ૭૮
ચાહ ફટકડી સાકડી કલ્લી આદિ અનેક,
ચડી ચાલ્યા હિંદુ તણી તરત તજાવા ટેક. ૭૯

### તોટક છંદ

ચડી ફોજ મહા બળી ચીન તણી ભલી ભાતથી હિંદુસ્તાન ભણી;
વણુરાજ વિચાર કરી ઉચરે: લડવા કુણ આજ ઉમંગ ધરે? ૮૦
સુણીને શરવીર અફીણુ ઊઠ્યો, કર મેલી મૂછે રિપુ–શીશ રૂઠ્યો;
ઘનશ્યામ સ્વરૂપ, સુગુણુ ઘણા, તન રોગ હરે જન રોગી તણા. ૮૧
વણુ ફોજ ન રોજ મિલાપ ગમે; દિન દિન મિલાપથી દેહ દમે;
હણી જોર વળી ધન તુર્ત હરે, કારતિ હણી ગર્ધવ તુલ્ય કરે. ૮૨
સજી સેન ચિને ધરી એ જ ચડ્યો, ચીન ચોક વચે જઈ આપ અડ્યો;
ધન લૂંટી ધરે નિજ પુર પ્રતિ, પરદેશ વિશે કરી પ્રૌઢ ગતિ. ૮૩

### દોહરો

અફીણુસિંહ ચીન ઉપરે બહુ લડિયો નિર્બંધ;
ચીન હિંદુ વચ્ચે વધ્યો ધરણી ઉપર ધંધ. ૮૪

### શંખધારી છંદ

ધરે ધંધ ભારી; મરે મર્દ નારી; લડે ફોજ ટોળા; ઊડે આભ ગોળા. ૮૫
ડરે દિલ કાચા; મરે શર સાચા; કહે: માર મારો, રિપુને વિદારો. ૮૬
તૂટે હાથ માથાં; ખૂટે ખૂબ બાથા; પડે જોર પૂરા; વઢે વીર શૂરા. ૮૭
હુચે હામ પૂરે; તજે ત્રાસ દૂરે; ખરે દિલ ખેલે; મહા બાણુ મેલે. ૮૮
મળી મર્દ મંડે; રિપુ ખડ્ગ ખંડે; ભયે ભૂમિ ભાસે; ન મોહીં જ નાસે. ૮૯
પડે તૂટી પાળા; બૂઢા કોણુ બાળા; ધરે લોહ ધારા; પડે આરપારા. ૯૦

લડો માર લાગે; ભલા અંગ ભાગે; વીરા હાક વાગે, જહાં જુદ્ધ જાગે. ૯૧
પ્રલેકાળ કેવો, ઊઠે શબ્દ એવો; ગિરિ જેમ ફૂટે; છતા ગર્ભ છૂટે. ૯૨
થયો તો ન થાશે, સુમંથે ગવાશે; વડો ધંધ વીત્યો; જુધો હિંદુ જીત્યો. ૯૩

તોટક છંદ

વરતી અતિ આણ અરીણ તણી; ચીન ભૂમિ પગે પણ ચાંપી ઘણી;
પછી હુન્નરખાન-પ્રજા સઘળી મળી પ્રૌઢ વિચાર કરે પ્રબળી : ૯૪
હમણાં નહિ આપણી હામ રહે; ઊલટું ધન લૂટી અરીણ લહે;
જગવ્યો વડ સિંહ સુતો સુખમાં, કર દીધ મણિધરના મુખમાં. ૯૫
સમજ્યા વિણ કામ અશુભ થયું, ફરી કષ્ટ ચીનાધીશ એમ કહ્યું :
સજશે જન સંગ અરીણ તણો, ધન માલ લૂટી વળી પ્રાણ હણો. ૯૬
લગરીક અરીણ લહે ઘરમાં, કરી કેદ કસે પગ ને કરમાં;
બહુ પ્રાણી તણાં ધન પ્રાણ હર્યાં, દુખવંત અત્યંત મનુષ્ય કર્યાં. ૯૭
બક તોય હઠ્યો ન અરીણ ભલો, કરી હાથ રહ્યો ચીનદેશ-કિલો.
પછી હુન્નર ભ્રષ્ટ બહુ પડિયો, ચિત ચાહી વિલાયતથી ચડિયો. ૯૮
કરી ક્રોધ દિલે બડ જોદ્ધ કહે : રણખેત લડો જયમ લાજ રહે;
કહી વેણ મુખે નહિ જો કરિયે, બકવા કરનાર બધા ઠરિયે. ૯૯

દોહરા

યંત્રખાન મંત્રી કહે: હવે ન હારો હામ;
સાહિબશ્રીના શુકનથી કરીશ સિદ્ધ સહુ કામ. ૧૦૦
રચી પર્વત જેવી પછી અગણિત બોટ-આગ્ય;
હિંદુસ્તાન તરફ જવા બાંધી સિંધુ પર પાગ્ય. ૧૦૧

નારાચ વૃત્ત

વિચારી મંત્ર મંત્રી યંત્રખાન ફોજ મેળવી,
તપાસી કૈંક શૂર વીર ધીર જોઈ કેળવી;

અનેક રંગ અંગ નંગ છીંટનાં ચણાવિયાં;
અપાર તાજ તેજ વાર ધાતુના બનાવિયા. ૧૦૨

વિચિત્ર ચિત્રવંત વસ્ત્ર અસ્ત્ર શસ્ત્ર ધારિયાં,
અનેક રાચ કાચનાં અસાચનાં ઉતારિયાં;
ઘણુંક કાઠનાં ઘડી દડી બનાવી સૂત્રની,
કરી ઘણી કરામતો પ્રસિદ્ધ [1]પૃથ્વીપુત્રની. ૧૦૩

સપાટ પોટિયાં ખીસા કરેલ સંચ કૂંચિયો,
સીવ્યાની સોય ચાકુ ભાત ભાત જાત ઊંચિયો;
ગણ્યાં નહિ ગણાય કે ન થાય લેખું લેખતાં,
મનુષ્ય મોહઅંધ થાય અંધ તુર્ત દેખતાં. ૧૦૪

ફરી ઘણી જ ફોજ આવી હિંદુ-દેશ ફોડવા,
ઉજાડી ઉદ્યમીપુરી તમામ ધામ તોડવા;
લૂટી અનેક ઉદ્યમી તણી બજાર આવતે,
તૂટી ઘણીક પેઢિયો હથ્યારથી હઠાવતે. ૧૦૫

ઉચારી હાય હાય લોક પંથ જાય પાંસરે,
કહે જ ત્રાય ત્રાય, ત્યાં સહાય કોણ જૈ કરે?
મલેચ્છ લૂટનાર લક્ષ્મી-મંદિરે મળી ચડ્યા,
અહીણુ રૂ મજીઠ તે બીતા ફરે જ બાપડા. ૧૦૬

સમૂળ કોટ પાડીને ઉપાડી લક્ષ્મી-મૂરતી,
ઝલાય કેમ હાથ, ઊભી હિંદુ-ફોજ ઝૂરતી;
સજેલ શસ્ત્ર તોય તે પડ્યા અપાર શોકમાં,
નહિ ઉગારનાર ચારખૂંટ મૃત્યુ લોકમાં. ૧૦૭

સુશાસ્ત્ર સાળવી તણાં વિશાળ શુદ્ધ સાળ તે,
કીધાં નકામું છીંટ પાટ પેખી તુર્ત કાળ તે:

1. પથ્થરની

નહિ તો લીધેલ મુચકુંદ નિદ્ર, પોઢ્યો પલંગ શરવીર ઈંદ્ર,
દીસે હજૂરમાં ચોકીદાર, સહુ ભૂપ શેઠ ને સાહુકાર. ૧૨૧
તે સર્વને જ નિજ ધામમાંહ્ય આલસ્યખાન રોકે છે ત્યાંહ્ય;
આડા છે વીર અજ્ઞાન વેમ, કરે મંડળિક જાગે ન જેમ. ૧૨૨
તે મંડળિક છે શરવીર, બહુ બુદ્ધિવંત વજ્જર–શરીર,
જાગતો થાય એકે ઉપાય, તો જરૂર હુન્નરખાં જિતાય. ૧૨૩
લે યંત્રખાને ઉપાડી ત્યાંથી, કપિ જેમ વૈદ્યઘર લંકમાંથી,
લડનાર લોકને દે ઈનામ, તો ફરી વસાવ ઉદ્યમગ્રામ. ૧૨૪
થાણાં થપાય વળી ચીન વિલાત, જાણવા શત્રુ છળભેદ ઘાત;
હુન્નરનાં લાવી હથિયાર ખેંચી, વળી દેશી લોકને દેજ વેંચી; ૧૨૫
પણ મંડળિક બ્રહ્માંડ મધ્ય નથી હુન્નર જોડ કરનાર જુદ્ધ;
જાગતાં વીર જશે કાળ, કરશે દરિદ્ર હિંદુ વટાળ. ૧૨૬

દોહરો

ભાપકના ભાષણ સુણી, કર્યો ઉપાયો કોડ;
નર મંડળિક જાગ્યો નહિ, સૂતો તાણી સોડ. ૧૨૭

હરિગીત છંદ

વડી સોડ તાણી સૂતો જાણી નિદ્ર આણી નેણમાં,
તેને જગાવા ગલમચાવા, વિવિધ આવા વેણમાં;
ભૂંગળ સમાને વર્તમાને, યત્ર કાને ધૂનવે,
ચોપાસ જામે ઢોલ ઢમકે, વીર ન ચમકે ઊંઘવે. ૧૨૮

ભાપક ઉચારે વાર વારે, જઈ પોકારે બહુ મળી,
ધિક્કાર લાગે, અંગ ભાગે, પણ ન જાગે મંડળી;
ચિહકાર વાણી વદે તાણી, ઊડે જાણી એ થકી,
તોપો વછોડે કાન જોડે, નિદ્ર તોડે તે થકી. ૧૨૯

ઉપાય ભારે કર્યો જ્યારે, પાસું ત્યારે ફેરવ્યું,
બોલ્યો ન વાણી જ્ઞાન આણી, મન ન જાણી મેળવ્યું;
ઊડી ગઈ જ આશા જોઈ તમાસા, ભણે ભાયા ભાવકો,
તે તપી તનમાં દેશી જનમાં, ધારી મનમાં ધાશકો. ૧૩૦

દોહરો

જાગ જાગ ને જો હવે, મંડળિક મતિમાન;
લાવ લાવ તું લાભ લઈ, પકડી યંત્ર પ્રધાન. ૧૩૧

મનહર

હુન્નર હજાર રોજ પ્રેરી પરદેશી લોકે
લીધો હિંદુ દેશ લૂંટી, ખ્યાત એ ખરેખરી;
થાય ન ઉપાય કરો, લોક હાય હાય ગાય,
મનમાં મૂંઝાય, વાત જોય નહિ ઊચરી;
પૈસાનો જ્યાંથી પેસાર, બહુ થયાં બંધ દ્વાર,
આળસ અપાર અનુદ્યોગ હાથિયે કરી;
એ જ ગજરાજ આજ કુંભ કાપવાને કાજ
જોઇયે જરૂર હઠીસિંહ સિંહ–કેસરી. ૧૩૨

પરિકરાલંકાર

દોહરા

યંત્રખાનના દ્વારમાં આળસ હરતી આજ;
કેસરીસિંહના સુત વિના કોણ હશે ગજરાજ? ૧૩૩
સુતો જગાડે મંડળિક, કરી પૂરો પોકાર,
કર જોડી તેને કરું વંદન હું બહુ વાર. ૧૩૪

---

લક્ષ્મી મળવાનો ઉપાય

છપ્પો

મુસલમાન ને હિંદુ, સુણો મુજ દેશી સમસ્તો;
ડસિયે કાળો નાગ, ચીન વિલાયત રસ્તો;

તેનું કરો નેતરું; રવૈયો ખોટ બનાવો,
સાગર મંથન કરી ફરી લક્ષ્મી ઉપજાવો;
નર હિંમતવાન સુખે રહો, પૂછડે જે ડર ખાય છે;
લક્ષ્મી મળવાનો અસલથી એક જ એ ઉપાય છે. ૧૩૫

ગરબી

દેશી મિત્રો, દુઃખ સરવ ટાળો રે આપણા દેશનું;
કાંઈ કાજ કરો, રાજ નવલ આવ્યું છે હુન્નર-નરેશનું. ટેક.
દોલત ગઈ પરદેશી હાથે, તે મોટી ભૂલ તમો માથે;
તમે સંપ ન રાખ્યો કોઈ સાથે. દેશી મિત્રો. ૧૩૬
આ વખત જુઓ તમે વિચારી, નિર્ધન થઈ બેઠાં નરનારી;
કંઇ ધૂળ મળ્યા ધંધાધારી. દેશી મિત્રો. ૧૩૭
તમે દિવસે સૂવું દૂર ધરો, ભલે વિદ્યાના ભંડાર ભરો;
હવે જાગ્રત થઈ કાંઈ જુક્તિ કરો. દેશી મિત્રો. ૧૩૮
તમે સગાં કુટુંબમાં સંપી ફરો, વળી દેવાદાર થતાં જ ડરો;
તમે નિત્ય ઘટાડો નાતવરો. દેશી મિત્રો. ૧૩૯
ધન મળતાં તુરત ગરવ છાંડો, તમે મોટાં કારજ નવ માંડો;
ગુણ સમજો મદ મેલો ગાંડો. દેશી મિત્રો. ૧૪૦
સુધરાઈનો સ્વાદ સદા ચાખો, મન ઉદ્યમમાં અહર્નિશ રાખો;
શિર ભાગ્ય લખ્યું થાશે ભાખો. દેશી મિત્રો. ૧૪૧
પડતર પૃથ્વી તે ખેડાવો, ઊગશે જો ત્રણ વખત વાવો;
નિર-ઉદ્યમી ઉદ્યમમાં લાવો. દેશી મિત્રો. ૧૪૨
અદાલત અરજી અળસાવો, લુચ્ચાઓને લાંચ ન સોંપાવો;
દો ચૂકવી ઘરમેળે દાવો. દેશી મિત્રો. ૧૪૩
તમે ચીન વિલાત ભણી ચાલો, ઉસ્કેરીને હિંમત આલો;
ઠીક સમજો વેહેમ તજો હાલો. દેશી મિત્રો. ૧૪૪

લક્ષ રાખીને ધંધે લાગો, શીદ ભડકીને પાછા ભાગો;
મહા પ્રભુથી પૂરી મદદ માગો. દેશી મિત્રો. ૧૪૫

વળી હૈયામાં હિંમત આણો, જન સઘળાને સરખા જાણો;
શીદ તુચ્છમતિથી મત તાણો? દેશી મિત્રો. ૧૪૬

પરદેશી હુન્નર પ્રકટ કરો, સંચા ને યંત્રો સિદ્ધ કરો;
દલપતની વિનંતિ દિલ ધરો. દેશી મિત્રો. ૧૪૭

દોહરા

કંઈક ભણી નોકર થયા, કમાય છે કંઈ વ્યાજ;
દશા સુધારે દેશની, એ તો વિરલા આજ. ૧૪૮

કંઈ જનને જાગીર છે, કંઈક કરે છે રાજ;
દશા સુધારે દેશની, એ તો વિરલા આજ. ૧૪૯

એકલપેટા અતિ ઘણા કરે સ્વારથે કાજ;
દાઝ ધરે ઉર દેશની, એ તો વિરલા આજ. ૧૫૦

શું થયું ને શું થાય છે, શો થાશે પરિણામ;
ભવિષ્ય ભાવ વિચારતાં દાઝે દલપતરામ. ૧૫૧

હુન્નરનાં સાધનો વિશે

દોહરા

ઓ ઈશ્વર, આ દેશ પર નજર કરો દિનનિશ;
હુન્નર કળાનો હય હવે દોડાવો, જગદીશ. ૧૫૨

સ્વદેશિયો પ્રતિ ઉક્તિ

કળથી કટક કપાય છે, ચિત્તમાં જુઓ વિચારી;
જોરથી જુદ્ધ જિતાત તો સિંહે કરત સરદારી. ૧૫૩

મનહર છંદ

સાધવા હરેક કામ સાધનનો શોધ કરો;
સાધનથી ગરીબ જીતે મોટા મહીશને;

સાધન વિનાનો શરો, કહો, તે શું કરી શકે;
સાધનથી એકલો પૂરો પડે પચીસને;
એક ઘોડા એક જ પુરુષને ઉપાડી શકે,
વીશ ઘોડા હોય તો વાહન થાય વીશને;
દાખે દલપત: શ્રેષ્ઠ ગાડીનું[1] સાધન હોય,
એ ઘોડા ઉપાડી જાય પુરુષ પાંત્રીશને. ૧૫૪

---

છાપખાનાના વિષે

દોહરો

લહિયા સો લખતાં છતાં વર્ષ એક વહી જાય,
એક દિવસમાં એટલું છાપથી, જુઓ, છપાય. ૧૫૫

મનહર છંદ

કાળાં કાળાં પ્રેત પણ પંડિતો કહે છે પ્રેસ,
આવેલાં યુરોપમાંથી ભાસે પંડે ભારે છે;
દીઠું તેનું ડાચું, નથી દીસતા ઉપલા દાંત,
હેઠલા હરેક દાંત દાઢને આકારે છે;
ખતરાવે કોઈ તો જ ખાય છે, ન ખાય હાથે,
ધરમ પરમહંસ જેવો પોતે ધારે છે;
ચાવી ચાવી ચાળવીને કૂચા જે તે કાઢી નાંખે,
આંખે ચાવી લોકો રસ ઉરમાં ઉતારે છે. ૧૫૬

દોહરો

વસ્ત્ર ઊપજ્યાં રૂ વિના, તલ વિણુ નીપજ્યું તેલ;
ખલક જુઓ ભૂખંડમાં, એ ખોદાનો ખેલ. ૧૫૭

ચોપાઇ

ખલક જુઓ ખોદાનો ખેલ, પાવક પાણી બનિયા બેલ;
થિર ગાડાં તે જંગમ થયાં; નીર નેવનાં મોભે ગયાં. ૧૫૮

---

૧. ગાડી-સરસામાન વગેરે

જે વીજળીનું ચપળા નામ, કરવા લાગી જનનું કામ;
સંદેશાનાં કથનો કહ્યાં; નીર નેવનાં મોભે ગયાં. ૧૫૯

મોચી ઘાંચી ઢેઢ ચમાર દીઠા પૂરા પૈસાદાર;
રાજતનુજ રડવડતાં રહ્યાં; નીર નેવનાં. મોભે ગયાં. ૧૬૦

દેવવિમાન પડે પિછાન, માનવિયો પામ્યા વૈમાન;
જન ઊડી આકાશે ન્હ્યાં; નીર નેવનાં મોભે ગયાં. ૧૬૧

દિનમાં શ્લોક લખાણા લાખ, સહસ્ર લોકો પૂરે શાખ;
જડે[1] કામ લહિયાનાં લહ્યાં; નીર નેવનાં મોભે ગયાં. ૧૬૨

વણકર યંત્રે વસ્ત્ર વણાય, જુક્તિ તે અદ્દભુત જણાય;
મનુષ્યશ્રમ-દુખ સાંચે સહ્યાં; નીર નેવનાં મોભે ગયાં. ૧૬૩

જે ચીંથરાં ઉકરડા જોગ, એનો પણ કીધો ઉપયોગ;
કાગળ કરી પુસ્તક પ્રગટિયાં; નીર નેવનાં મોભે ગયાં. ૧૬૪

હય, પાડા, બળદોનાં હાડ, જેથી ખૂબ ભરાતી ખાડ,
એ પણ ઉપયોગે આવિયાં; નીર નેવનાં મોભે ગયાં. ૧૬૫

જાતે નીચ હતા નાદાન, તે તો વડા થયા વિદ્દવાન;
ઉત્તમ કુળ બગડી બૂડિયાં; નીર નેવનાં મોભે ગયાં.. ૧૬૬

જે કુળનો કરતા ધિક્કાર, એ ઉત્તમ પામ્યા અધિકાર;
ચાહન[2] તેને સૌએ ચહ્યાં; નીર નેવનાં મોભે ગયાં. ૧૬૭

જળ ઠેકાણે થળ થૈ રહ્યું, થળને ઠેકાણે જળ થયું;
એ કુદ્રતનાં બળ પેખિયાં; નીર નેવનાં મોભે ગયાં. ૧૬૮

પડતર ક્ષેત્ર થયાં ખેડાણ, વળી રેતીમાં ચાલ્યાં વાંણ;
જંગલમાં મંગલ થૈ રહ્યાં; નીર નેવનાં મોભે ગયાં. ૧૬૯

સઘળો સમય ફરી ગયો આમ, દેખો; કહે છે દલપતરામ;
અતિશય અચરજ ઉપજાવિયાં; નીર નેવનાં મોભે ગયાં. ૧૭૦

૧. જડ-નિશ્ચેતન છાપખાનું  ૨. ચાહન-રૂપી રીતે

# ૨૧. સંપલક્ષ્મી–સંવાદ

દોહરા

શહર સરસ મનસાપુરી, જીવક રાજા જ્યાંહ,
નિર્ધનશા નામે કરી, વસે વણિક તે માંહ. ૧

કલેશી તેની કામિની ઇચ્છે ભૂષણ અંગ;
કડવાં કથન કહી કહી સદા લડે પતિ સંગ. ૨

પીટયા, તુજને પરણીને શું પામી હું સુખ?
ખાવા પૂરણ પેટ નહિ, ભોગવું અરધી ભૂખ. ૩

હાથે ચૂડો હેમનો, હૈડે મુક્તાહાર,
તે સ્વપને નહિ સાંપડ્યાં; એળે ગયો અવતાર. ૪

બહુ રળી રળીને નર બીજા ઘણા ઘડાવે ઘાટ;
હું રાખું તુજ જીવતાં અન્ન તણા ઉચાટ. ૫

ચોપાઈ

કહ્યાં કથન કામિનિયે મુખ, શેઠ સુણી દિલ દાખ્યું દુઃખ;
વસ્તી તજી વિચર્યો તે વાર, માંડયું તપ જઈ વન મોઝાર, ૬

કીધું જતન શિવ મળવા કાજ, રીઝયા રૂડા રામેશ્વરરાજ;
કહે મહેશ : વણિક, વર માગ; ભલાં જ પ્રગટયાં તારાં ભાગ્ય. ૭

શાહ કહે : શિવ, થયા પ્રસન્ન, ધારું એટલું આપો ધંન;
સઘળું જે થકી પામું સુખ, દેખું નહિ કો દિનમાં દુઃખ. ૮

એ સુણી શંભુ વિચારે ઉર : જણાય આ અજ્ઞાની જરૂર;
માગે મુખથી ધન મુજ પાસ, સમજે છે ધનમાં સુખવાસ. ૯

સંપ વિના ધન શું સુખ કરે? ધીરજ ધારી વિચાર ન ધરે;
વળી શિવજી ઊચર્યા શુભ વેણ દાસ તણા દિલમાં સુખદેણ : ૧૦

જા તું, વણિક, નગર કર વાસ; પરિપૂરણ હું પૂરીશ આશ;
વળી સાંભળ શુભ બીજી વાત, પ્રગટે જ્યારે કાલપ્રભાત, ૧૧
નજરે તું નવિ દેખીશ નાર; પછી પુરુષ પેખીશ તે વાર;
તે પાસે માગીશ તું જેહ, તુરત તને સાંપડશે તેહ. ૧૨
એમ કહી શિવજી થયા અદર્શ. હૈડે વણિક ન પામ્યો હર્ષ:
ઉર ધરી મેં શંકરની આશ, તેણે બતાવ્યું બીજા પાસ. ૧૩
શિવ પણ દીસે લોભી સહી, કોડી ઘરની કાઢે નહિ:
માગે માનત રોકડી સાર; આપે ફળ ધંધે ઉધાર. ૧૪
એમ ઉચરતો જન તે જાય, ચિંતા તો મનમાં નવ થાય;
દ્રવ્ય વિના દુખ દેશે નાર, એમ વિચારી વસ્યો પુર બા'ર. ૧૫

દોહરા

સ્ત્રી બાળક પક્ષી પશુ, એમ જ પુરુષ અધીર
તરુફળ કાચું તોડતાં ધરે ન ઘડિયે ધીર. ૧૬
જે જન ફળ પાકે જમે, સ્વાદ સરસ લે સોય;
બહુ તરુ ઊપજે બીજથી, હાણ અપકવે હોય. ૧૭
વડો અધીરો વાણિયો બેઠો નગર બહાર;
જમની કાઢી જાગતાં વિધવિધ કરી વિચાર. ૧૮
આદિત્ય ઊગે ઊઠિયો, ત્યાં જઈ ગંગાતીર
કર પદ મુખ શુદ્ધિ કરી નાહ્યો નિર્મળ નીર. ૧૯
વસ્ત્ર ધરી વિચારિયું વળી તપ કરું વિશાળ;
તે જ વખતમાં ત્યાં કણે સ્ત્રી દીઠી તત્કાળ. ૨૦

ચર્ચરી છંદ

ધરતી પદ ધમધમાક, ઝાંઝર ધ્વનિ ઝમઝમાક:
ઠણણણણણ ઠમઠમાક ઘેરે પણી ઘૂઘરી;

ઝળઝળ મુખ કાંતિ ઝળક, ખળખળ ભુજ ચૂડ ખળક,
ભળભળ શશી ભાલ ભળક, નથડી નાકે ધરી:
ચનમન તન ચાલ ચપળ, બણીઠણી શણગાર સકળ,
ધણુણુણુણુ ધોર અકળ, કીધો ચાલે કરી,
તાતા થૈ કરંતી આન, નાચતી નટવી સમાન;
તિગડ તિગડતાક તાન સજતી તે સુંદરી. ૨૧

દોહરા

ભાળી આંખો મદભરી ભૂલી તનનું ભાન;
શરમ ધરમ સંક્ષેપ છે, અતિ ઝાઝું અભિમાન. ૨૨

દુનિયાને નહિ દેખતી; ઠરે ન પગ થિર ઠામ;
'વૈદ[1] વૈદ' મુખ બોલતી ભાળી સુંદર બામ. ૨૩

પાછળ પટ સંકોરતી, આગળ ઢાંકે અંગ;
પગ ઉધાડા પાછલ્યા ધરી ને જુએ ઢંગ. ૨૪

પૂછ્યું વણિકે પ્રીતથી તે નારીને ત્યાંહિ :
કોણ તમે છો, કયાં થકી આજ પધાર્યાં આંહિ? ૨૫

સુણી બોલી તે સુંદરી; હું લક્ષ્મી જગમાત;
આવી તુજ કારણ અહીં શિવ-પ્રેરી સાક્ષાત. ૨૬

ચોપાઇ

આવીશ તુજ ઘર ભણી હું આજ, સારીશ ધનનાં સઘળાં કાજ,
સુણી હરખ્યો શા' નિર્ધન નામ, ત્યાં પુરુષ દીઠો તે ઠામ; ૨૭
નેણ શીતળ સ્નેહે ભરપૂર, દેખી આનંદ ઊપજે ઉર;
મુખમાં વાણી મધુરી ઘણી, તોડે અડચણ [2]રસ્તા તણી. ૨૮

---

૧. જ્યાં લક્ષ્મી હોય ત્યાં વૈદનો બહુ ખપ પડે છે.
૨. સંપ હરેક રસ્તાની અડચણો તોડી નાંખે છે

સવૈયો

પોપટ કોકિલ મોરની વાણી કહે સઘળા કવિરાજ વખાણી,
કામિની-કંઠ વખાણ કરે કંઈ, બાળક-બોલી શું તોતળી જાણી;
મોરલીનાદ ધીમો ઘનગાજ, કહે કંઈ મીઠી કવિની કહાણી,
એ સહુ વાદ વૃથા જગ મધ્ય, મીઠી સઘળા થકી સંપની વાણી. ૨૯

દોહરો

મોરલી-નાદે નાગ જ્યમ ડોલે દ્વેષ વિસારી,
સંપની વાણી સાંભળી સૌ રીઝે સંસારી. ૩૦

સવૈયો

કુત્સિત કાગ કપોતની વાણી કહે સઘળા કવિયો અવખાણી,
શ્વાન મહિષ મની અજશબ્દ કહે વળી ભ્રષ્ટ કવિની કહાણી;
ગર્દભ ગીધ ઉલૂકગિરા જગમાં અપશુકન કરી જન જાણી,
એ સહુ વાદ વૃથા, દલપત્ત કહે, બડી ક્રૂર કુસંપની વાણી. ૩૧

ચોપાઇ

નર રૂડો નીરખી નિરધાર, એ પ્રતિ વણિકે કર્યો ઉચાર:
શાથી પધાર્યા? શું તમ નામ? કહો, અહીં આવ્યા શે કામ? ૩૨
હું છું સંપ હરિનો દાસ, પુરારિયે[1] પ્રેર્યો તુજ પાસ;
જો હું ને લક્ષ્મીમાં જેહ તત્ત્વ સમજ, તું તો લે તેહ. ૩૩
શાહ કહે: તુજમાં શો માલ? લક્ષ્મી લઈને થાઉં નિહાલ;
બોલ અધિક તારું બળ હોય, વળી વિચારી સમજું સોય. ૩૪

દોહરા

સંપ કહે છે: શેઠ, તું, વિચાર મારી વાત;
સંપ તણો મહિમા સદા વિશ્વ વિશે વિખ્યાત. ૩૫

---

૧. શિવજી

સૃષ્ટિ સમે સૌ માનવી વસતાં વન મોઝાર,
ડરતાં એક બીજા થકી; નો'તો સંપ લગાર; ૩૬

પે'રણ છાલો પાંદડાં, ખાવા વનફળ ફૂલ;
વનમાં વસીને વેઠતાં દેહે દુઃખ અતુલ; ૩૭

પછી આપી પરમેશ્વરે સંપ તણી મતિસાર;
એક બીજાની સહાયથી બન્યાં ભલાં ઘરબાર. ૩૮

જેમ સુસંપ વધ્યો ઘણો, અડચણ ભાગી એમ;
બાંધ્યા બંદોબસ્ત બહુ, જન દુખી થાય ન જેમ. ૩૯

અબળ સબળ સૌ સુખી થયાં; દુઃખ થયું સૌ દૂર;
તે કારણ સૌ સંપનું જાણો તમે જરૂર. ૪૦

સંપ થકી સુખ ઊપજે, સંપથી જાય કલેશ;
જે નરને ઘર સંપ નહિ, લેશે સુખ નહિ લેશ. ૪૧

તે માટે તુજને કહું: અંતર રાખ્ય ઉમંગ;
લાલચ મેલી લક્ષ્મીની સંપ તણો સજ સંગ. ૪૨

સાંભળી ભાષણ સંપનું ચડી રમાને રીસ;
બોલી ઊઠી બેબાકળી, કોપ્યો જાણે ફણીશ. ૪૩

સાંભળ, મૂરખા સંપ, તું, આણે કેમ અભિમાન?
નિર્ધનિયો નર લોકમાં ક્યાં પામ્યો સન્માન? ૪૪

ધનથી મનગમતું મળે; સુખ સૌ ધનને સાથ;
સર્વ રહે સેવક થઈ, હોય દ્રવ્ય જો હાથ. ૪૫

થળ-થાનક જળ ધન કરે, જળ-થાનક થળ થાય,
ઉજ્જડ વડા અરણ્યમાં ધનથી શહર વસાય, ૪૬
વણકર ધનને વાસને આપે વસ્ત્ર અપાર;
ધન-કારણ સોનાર પણ સરસ ઘડે શણગાર. ૪૭

પામર ઊંચકે પાલખી, બેસે ધનીનાં બાળ;
હુકમ ચલાવે હામ ધરી પૈસાથી મહીપાળ. ૪૮

સંપ કરીને ચાર જન ઉપજાવે તરુ થોક;
ભલાં ભલાં ફળ ભોગવે લક્ષ્મીવાળા લોક. ૪૯

આજ પછી અભિમાનના બોલીશ માં મુખ બોલ;
નહિ તો, નિર્લજ, તું થશે તરણા સરખો તોલ. ૫૦

છપ્પા

સંપ કહે: સુણ, રમા, જનમ તારો હું જાણું;
વળી જાણે સૌ વિશ્વ, કેમ વિસ્તારી વખાણું?
પય ખારાની પુત્રી, ભયંકર વિષની ભગિની,
વિષ કરતાં વિશેષ ઊંડે સંભાર્યે અગની;
વિષ પ્રાણ હરે પોતે મરી, કરે એકને કલેશ છે;
તેં જીવતી રહીને જગતમાં દીધા ઉજાડી દેશ છે. ૫૧

કૌરવ પાંડવ કુળ મૂળથી નાંખ્યાં મરડી,
રાવણનું પણ રાજ ઝડપ તેં નાંખ્યું ઝરડી;
બહુ રાજાનાં રાજ સંપ તજવાથી તૂટયાં;
સરસ હતા સુલતાન, સંપ ફીટયે ઘેર કૂટયાં;
પરિપૂરણ લક્ષ્મી પામીને સંપ વિના નહિ સુખી રહે,
નિજ ઘરમાં ઘણા કુસંપથી મોટા પણ મરવા ચહે. ૫૨

દોહરો

હરના ઘરમાં હરવડી થતું હશે તોફાન;
સંપ ન દેખી શંકરે કીધું હશે વિષપાન. ૫૩

છપ્પા

ગિરિજા ગંગા સોક્ય હશે હરરોજે લડતી:
ઇંદુ અગ્નિની જ્યોત પરસ્પર નિશ્ચય નડતી;

વાઘ વૃષભને વેર; મોર મણિધરને મારે;
સિંહ હાથીનું શિર તોડવા તુરત વિચારે.
શિવ-સેવક દાનવ દેવ બહુ મારામારી કરી મરે;
ઘરમાં એવો કજિયો ઘણો સહન થયો નહિ શંકરે. ૫૪

સમ ધાતુમય સરસ શૈલ કૈલાસ વસે હર;
ધનપતિ ધાર્યો મિત્ર; કરે આશા કિંનર નર;
લંકા સરખાં લાખ દાસને બખશિશ દે છે,
ગરુઓ પુત્ર ગણેશ, રિદ્ધિ જેથી જન લે છે;
પણ બે બૈયર ચડભડ કરે, પલંગ ત્યાં કુણ પાથરે?
શિવ શયન કરે સમશાનમાં; ભીખ માગી ભોજન કરે. ૫૫

દોહરો

તન રોગી, શિર શત્રુતા, જર આવે ને જાય,
પણ જો સંપ કુટુંબમાં, શીતળ રહે સદાય. ૫૬

છપ્પો

જુઓ, ઇંદુને અંગ રોગ ક્ષય લાગી રહે છે,
રાહુ સમો શિર શત્રુ વાર ઘણી ઘેરી લે છે.
કાળું લાગ્યું કલંક, વિરહિણી ગાળો આલે,
ચોથ તિથિમાં લોક ચક્ષુ આડાં કરી ચાલે;
વળી તેજ પ્રતાપ વધે ઘટે, કલેશ કદી નવ મન કરે;
જોઈ સંપ કુટુંબ નક્ષત્રપતિ સદા શીતળ થૈને ફરે. ૫૭

દોહરા

સંપ વિના સુખી હોય જન, સૌ પૂરે જો સાખ,
તો પરિપૂરણ પેટ ભરી, રમા, ગરવ તું રાખ. ૫૮
જગમાં બહુ જન ધન વિના સંપ થકી સુખવંત;
સાખ પૂરે સંસારમાં એની લોક અનંત; ૫૯

તો તારું અભિમાન તજી રે'જે શરમ સમેત;
વગર વિચાર્યું બોલતાં ફોગટ થઈશ ફજેત. ૬૦

સાખ ન પૂરે સર્વ તો બડ-બડવે શું થાય!
આપ-બડાઈ આપ-મુખ ગંડુ લોકો ગાય. ૬૧

ચોપાઈ

કર બકવા તું, સંપ કુપાત્ર, મુજ આગળ તું છે કુણમાત્ર?
વસું વિષ્ણુને અરધે અંગ; નહિ લવવા લાયક તુજ સંગ. ૬૨
અતિ જનમાં પામ્યો અપમાન, સમજ્યો નહિ, ન આવી સાન;
કાઢ્યો રાવણે પકડી કેશ; દુરજોધને તજાવ્યો દેશ; ૬૩
જાદવના કુળમાં પણ જઈ નાઠો અંતે નિર્લજ થઈ;
રહી ન શક્યો જ્યાં મારું રાજ; નિર્લજ તને ન આવે લાજ. ૬૪

જે જગમાં જન તારો હોય, તે મુજ સેવક તુલ્ય ન કોય;
તેનો કર તું ચિત્ત વિચાર, એ પછી અદકો કર ઉચ્ચાર. ૬૫

જો ધનવંત સભામાં જાય, સકળ સભાસદ ઊભા થાય;
આપે વળી ઉત્તમ આસન; નહિ સન્માન લહે નિર્ધન. ૬૬

ધનીનાં બાળક નાનાં વરે, નિર્ધનનાં કુંવારાં ફરે;
સૌકો સગા સધનનાં હોય; નિર્ધનિયાનું ન થશે કોય. ૬૭

વસે શ્રીમંત હવેલી કરી, નિર્ધનની દીસે છાપરી;
સરે સિપારસ રાજદ્વાર, ગાંઠે જેને ગરથ અપાર. ૬૮
નીવડે ધનવંતાનો ન્યાય; જન નિર્ધનિયો માર્યો જાય;
લક્ષ્મી વિના શ્રીવિષ્ણુ જેહ, સમર્થ રહી શકે નહિ તેહ. ૬૯

દોહરા

સંપ કહે: તે સર્વ તુજ ફંદની વાતો ફોક;
સંપ વિના શ્રીવિષ્ણુ પણ સદાય પામે શોક. ૭૦

છપ્પા

સંપ વિના ગોશોક શોક રાધા વિરજનો;
સંપ વિના સંતાપ રુક્મિણી સત્યભામાનો;
સંપ વિના શ્રીરામ વસ્યા સીતા લઈ વનમાં;
સંપ વિના મૃગ મારી ખોઈ સીતા ખળ જનમાં;
મહા સમર્થ તે પણ સંપ વિણ લહે દુઃખ લક્ષ્મીપતિ;
એવાને આંસુ આવિયાં, કહો, મનુષની કુણ ગતિ? ૭૧

કૌશળદેશ–નરેશ જગત દશરથને જાણે;
સહિત રામ સુત ચાર, વડા કવિ વિવિધ વખાણે;
લક્ષ્મી મળી અલક્ષ, ભલા જન કીરતિ ભાખે,
કૈકે ને કૌશલ્યા રાણિયો સંપ ન રાખે;
નૃપ મોત વિના મૃત્યુક થયું; સંપ વિના સુત વન ગયા;
વળી જગમાં જુઓ વિચારીને, સંપ તજી સુખી કો થયા? ૭૨

દોહરો

સંપ, સુણ, કમળા કહે, તજ અભિમાન અભંગ;
સ્વતંત્ર સુખ જન જે ચહે, તજે તુરત તુજ સંગ. ૭૩

છપ્પા

કિષ્કંધાપુરી ભૂપ વળી સુગ્રીવ એ વાનર,
સેવ્યો જ્યાંલગી સંપ, સુખ પામ્યા, ન સ્વતંતર;
કાપી સંપનું નાક તજ્યો સુગ્રીવને જ્યારે,
રોપ્યું સ્વતંત્ર રાજ, વાળી સુખી વસિયો ત્યારે;
સુગ્રીવ વાળીને મારી વળી નિષ્કંટક સુખ અનુસરે;
નર ચહે પદવી પૃથિનાથની, સંપ રાખીને શું કરે? ૭૪

જો, લંકાપુરીનાથ રાય રાવણ જગ જાણે.
કુંભકરણ ભડ ભ્રાત, વિભીષણ બીજો વખાણે;

ચોપાઇ

નિર્ધન એક હતો નર નિત્ય, વન વિચર્યો સુત નારી સહિત;
ધરી તપ બેઠાં રાણી ધ્યાન; દેવે પછી દીધાં વરદાન : ૯૨
ઉમર માંહિ એકેકી જ વાર ઇચ્છા ધરી કરજો ઉચ્ચાર;
ઇચ્છા પૂરણ કરીશ એ જ, અધિક ન આપું કશો અવેજ. ૯૩
પ્રસન્ન થઈ પાછાં જ્યાં જાય, રસ્તામાં દીઠો કોઈ રાય;
તેની રાણી થવા તતખેવ દિલમાં સ્ત્રીએ સમર્યો દેવ. ૯૪
રમા બરોબર પ્રકટ્યું રૂપ, ભાળીને લોભાણો ભૂપ;
ધણિયે મનમાં ક્રોધ જ ધર્યો, ઇચ્છા કરી એવું ઊચર્યો : ૯૫
રંડા રીંછડી-રૂપે થાય; તતક્ષણ તેમ થયું પળમાંય:
પછી રહી પુત્રપતિની પાસ, અંતરમાં ત્રણ થયાં ઉદાસ. ૯૬
પછી કીધી પુત્રે ઇચ્છાય: પ્રથમ હતી તેવી તે થાય;
સંપૂરણ કદી દેવ પ્રસન્ન, સંપ વિના નહિ સુખસંપન્ન. ૯૭
વળી કહું વાત અલૌકિક એક: સાંભળી કરજો, શોક, વિવેક;
વાડવ એક ગયો શિવ પાસ, પ્રીતે પૂજ્યા શ્રાવણમાસ. ૯૮
દેવ કહે: માગો વરદાન. બ્રાહ્મણ બોલ્યો ધરીને ધ્યાન:
જે ટાણે હું ચીતવું જેહ, તુરત મળે મુજ વસ્તુ તેહ. ૯૯
ત્રિનયન કહે : જા, તેમ જ થાય. થયો હરખી દ્વિજ ઘર ભણી જાય;
સ્મરતાં વસ્તુ જડે સાક્ષાત, ભેદ જ જાણ્યો તેને ભ્રાત. ૧૦૦
તે પણ ગયો ત્રિલોચનસ્થાન: પૂજી શિવ પામ્યો વરદાન :
મારો વીર માગે જે પેર, બમણું તેથી મળે મુજ ઘેર. ૧૦૧
દીધું એ જ વચન મહાદેવ, તે પછી ઘેર ગયો તતખેવ.
મોટે માગ્યા સાત જ માળ, નાને ચૌદ થયા તે કાળ. ૧૦૨
મોટે માગી પંદર ગાય, નાને એથી બમણી થાય;
હય હાથી પાલખી પલંગ સાંપડિયાં બે જણને સંગ. ૧૦૩

સંપ વિના ઇર્ષ્યા થઈ ઉર, દેખી દાઝયું દિલ જરૂર;
મેરો કહે: મારું ઘર આજ અરધોઅરધ બળો, મહારાજ. ૧૦૪
તેનું અરધ બળ્યું તત્કાળ, આના બળ્યા સમૂળા માળ;
મેરો કહે : મુજ ઘરનાં જન, સૌનું ફૂટે એક લોચન; ૧૦૫
તેની આંખ એકેકી જાય, આનાં સઘળાં અંધાં થાય.
હવે વિચારો એના હાલ, લક્ષ્મીમાં શો મેરો માલ? ૧૦૬

દોહરા

સાંભળી મનમાં શેઠને સંપથી થયો સ્નેહ;
લક્ષ્મી જોઇ લાજી ઘણી, ઊચરી અવસર એહ : ૧૦૭
સાંભળ, નિર્ધનશાહ તું, સોં વાતે એક વાત;
ભાસે તુજને જે ભલું, તે તું લે સાક્ષાત. ૧૦૮
શા માટે તું, શેઠિયા, વરયો આવી વનવાસ,
કીધું તપ શા કારણે, શું માગ્યું શિવ પાસ? ૧૦૯

છપ્પો

પાણીની જો પ્યાસ, દૂધથી કયમ દુખ ભાગે?
હોય અન્નની ભૂખ, મુખ મોતી કયમ માગે?
સુધરે લૂણથી શાક, માંહિ સાકર શું કરવી?
આગેથી પાકે અન્ન, ફૂલમાળા ક્યમ ધરવી?
કહે કમળા: નિર્ધનશાહ, સુણ, જેનું કામ તે જ કરે,
તેં કીધું તપ ધન કારણે, સંપથી ઇચ્છા શું સરે? ૧૧૦

સવૈયા

મોર ચહે ઘનઘોર-ઘટા, શશિજ્યોત્સ્ના થકી શું સુખ પામે?
દર્શનચંદ્ર ચકોર ચહે, ઘનઘોર-ઘટા થકી તે જ વિરામે;
દીપકસંગ પતંગ ચહે, નહિ અંગઅંતરંગ થકી દુખ વામે;
નીરજ નીરથી દૂર થઇ નહિ ધીર ધરે કરી ક્ષીરને ઠામે. ૧૧૧

સેવ્યો ઓ સંપ, મૂઓ તે રાવણ સાથે,
તજ્યો વિભીષણ સંપ, છત્ર માંડ્યું નિજ માથે;
જે તજે સંપ તે નૃપ બને, ન તજે નોકર થઈ ફરે;
નર ચડે પદવી પૃથિનાથની, સંપ રાખીને શું કરે? ૭૫

દોહરા

સ્વાદ હશે જો સંપમાં, હરડે જેવી હોય;
કરશે ગુણ કોઈ અવસરે, કહે તુરત નહિ કોય. ૭૬

ધનનો સ્વાદ સરસ ઘણો સાકરને અનુસાર;
મીઠી લાગે મુખમાં લઈ ચાખતાં લગાર. ૭૭

સંપ કહે: સાકર વિશે, કુસંપ ગંધક તેલ
બળતાં કાળો કોયલો નીરખ્યો નકી બનેલ. ૭૮

છપ્પા

સંવત તેર ત્રેપન સાલ વિક્રમની જ્યારે
દિલ્લી અલાઉદ્દીન તખ્ત પર બેઠો ત્યારે
મંત્રી મલેકજેબ, રાજ લેવા રુચિ જોડી,
વિખ દઈ માર્યો શાહ, શાહજાદા-ચખ ફોડી;
પણ એક માસ દિન પંચ સુખ ભોગવી ભુંડી રીતે મૂઓ;
તજી સંપ નહિ સુખ ઊપજે, જરૂર વિચારીને જુઓ. ૭૯

દિલ્લી આદિક દેશ થયા જગમાં નૃપ જે જે,
સેવ્યો નહિ જો સંપ, મૂઆ નઠમોતે તે તે;
કોઈને કુંવરે હણ્યો, હણ્યો કોઈને નિજ ભ્રાતે,
કોઈને પ્રધાને હણ્યો, હણ્યો કોઈને પિતુમાતે;
શુભ રીતે સંપ ન સેવતાં રાજા રંક પિડાય છે;
ધનથી સુખ કો નથી ધારવું, સંપ થકી સુખ થાય છે. ૮૦

દોહરા

નારદ ને પર્વત ઋષિ મતિવંતા બે મિત્ર,
કન્યા કાજ કુસંપથી આપ થયા અપવિત્ર. ૮૧

થતો સ્વયંવર સાંભળી, ઉર ધરીને અભિલાષ,
એક બીજાથી અણુછતાં પોંચ્યા વિષ્ણુ પાસ. ૮૨

જે નારદ જગદીશને ભણે : સુણો, જગભૂપ;
સમે સ્વયંવરને વધે રૂડું મારું રૂપ; ૮૩

પર્વત ઋષિનું ત્યાં પ્રકટ, મુખ મર્કટનું થાય;
વનિતા તેને નવ વરે, પર્વત પાછો જાય. ૮૪

'તથાસ્તુ' બોલ્યા ત્યાં હરિ; નારદ ગયા નૃલોક.
પર્વતઋષિ આવ્યા પછી કજેત થાવા કોક; ૮૫

કર જોડી હરિને કહે : દો મુજને વરદાન;
કાયાની કાંતિ વધે સૂરજ કોટિ સમાન; ૮૬

નારદનું તો ત્યાં નક્કી મર્કટ સમ મુખ થાય.
'તથાસ્તુ' બોલ્યા તે સુણી રાજી થયા મુનિરાય. ૮૭

મંડપમાં મુનિ બે ગયા સંપ તજી ચઢી સુખ;
સુંદર રૂપ શરીરનાં, મર્કટ જેવાં મુખ. ૮૮

ભય પામી બહુ ભાગતાં કન્યા તો તે કાળ;
પાછી નાઠી પદમણી વદન દેખી વિકરાળ. ૮૯

તે તો ત્રીજાને વરી, ઋષિ બે ગયા નિરાશ.
કુસંપ કીધે નવ સરી બે જણની આશ. ૯૦

એમ જ જન આ દેશના ગુણ પોતાના ગાય,
અવગુણ અન્યોઅન્ય કહી બે મર્કટ મુખ થાય. ૯૧

દોહરા

વેઠયું દુઃખ તેં ધન વિના, એ ન વિસારીશ આપ;
જો ચૂકીશ આ અવસરે, પછી થાશે પરિતાપ. ૧૧૨

સાંભળી નિરધનશાહની કાયા ઊપજ્યો કંપ;
લક્ષ્મી લેવા લાગિયો; સજ થૈ બોલ્યો સંપ : ૧૧૩

ધ્યાન દેલી તું, વાણિયા, ઉર ધર ધરી ઉમંગ;
પછી હું રસ્તે પરવરું, તું જા તેને સંગ. ૧૧૪

એક નગરી ઉજ્જણપુરી, રાજા વિક્રમરાજ;
નગરશેઠ નિમચંદજી, લાયક જેની લાજ. ૧૧૫

સુખ સંપત્તિ સુમાર નહિ, મહિમા બહુ જગમાંહિ:
હવેલી ઘોડા હાથિયો, કસુર ન દીસે કાંહિ. ૧૧૬

વખત એક રજની વિશે સુખસજ્યા મોઝાર
પોઢયાં પિયુ ને પ્રેમદા ઇંદ્ર શચી અનુસાર. ૧૧૭

પલંગ રૂડા રંગનો કરેલ ગેનાકાર;
શોભે ઘર સૂતા તણું; ભાગ્ય તણો ભંડાર. ૧૧૮

કાચ જડ્યા કંચન વિશે ઝગમગ ઝાકઝમાળ;
તારા સારા તુલ્ય ત્યાં દીપે દીપકમાળ. ૧૧૯

શેઠ કહે : સુણ, સુંદરી. પગ મારા પિડાય;
જો તું ચાંપે જોરથી તો સુખ શાંતિ થાય. ૧૨૦

કામિની ક્રોધ કરી કહે : નહિ એ કામ કરાય;
શું સુખ તમથી સાંપડ્યું, પ્રીતે ચાંપું પાય? ૧૨૧

નથમાં મેં મણિ નીરખ્યો પટરાણીની પાસ,
ઊપજે જેથી અતિઘણો પાવક વિના પ્રકાશ, ૧૨૨

તે લેવા તુમને કહ્યું હઠ કરી વાર હજાર,
કહી કહી થાકી, કાન પર લીધી ન વાત લગાર. ૧૨૩

માગી ચીજ મળે નહિ, નિષ્ફળ મોટું નામ;
શું કરું તારી સાહિબી? કાંઈ મારે નથી કામ. ૧૨૪

ચોપાઈ

શેઠ કહે: સાંભળ ધરી સુખ, મણિ જે દિન તેં માગ્યો મુખ,
જગમાં શોધું છું જતનથી, મણિ એવો તો મળતો નથી. ૧૨૫
પૃથિવીપતિની પત્ની પાસ, એ મણિની ક્યમ કરિયે આશ?
જો જાણું કોઈ એની જોડ, કરું ખરીદાઈ લાખ કરોડ. ૧૨૬
ન મળે તેનો નહિ ઉપાય, હાર્યો હઠ લીધે શું થાય?
હઠ કરિયે નિજ કંથ હજૂર, જેવી તેની શક્તિ જરૂર. ૧૨૭
કામિની કહે: ન મળે મણિ કેમ, જૂઠું કહી સમજાવે જેમ?
જાણ્યો, હું ભોળી નહિ જાત; વરતું બધી કપટની વાત. ૧૨૮
જે નરનું પરસ્ત્રીમાં ચિત્ત, પરણી સંગ ન બાંધે પ્રીત,
એમાં આવી અનેક વાત, જનમદુઃખણી અનેક જાત. ૧૨૯
પૂર્વજન્મનું પાપ જ નડ્યું, પાનું તમ સાથે જે પડ્યું;
આપે જન્મ જનેતા જેહ, કર્મ ન આપે કોઈ પણ તેહ. ૧૩૦
ભવ પૂરો સુખદુખથી ભરું, કશી આશા તમથી ન કરું;
સ્વપ્ને હું નહિ પામી સુખ, દેવે મુજને દીધું દુઃખ. ૧૩૧

દોહરા

મળીને મામા મામિયો, મળી મારાં મા બાપ,
ભાઈ અંને ભોજાઈ એ પરણાવ્યું આ પાપ. ૧૩૨
આમા[1] આમી ભૂમિમાં પામ્યાં પાપે પાપ;
ભાભી-પાપે પામી બે; બે પામ્યાં માબાપ. ૧૩૩

૧. આ દોહરામાં એવો એક અક્ષર નથી કે બે હોઠ એકઠા કર્યા વગર બોલી શકાય.

જો[1] ખાશે તે જાણશે, શેર અટકશે અન્ન;
કદી કન્યાનાં નહિ કરે લખેશરીથી લગ્ન. ૧૩૪

શેઠ કહે : શેઠાણી, તું શા માટે ધર શોક?
મુખે જેટલા માગ તું, રૂપિયા દઉં રોક. ૧૩૫

સદાય મારું શિરજતન, પડે ન પડતાં પ્રાણ;
મેંણું પરસ્ત્રીનું મને બહુ સાલે જેમ બાણ. ૧૩૬

એવાં કેમ તું ઊચરે, વા'લી, વાંકાં વેણ?
રાતાં આવાં રીસથી ન ધરે કરતાં નેણ. ૧૩૭

સુખમાં વસિયે સંપથી ભામિની ને ભરથાર;
મધુરે વચને માગિયે સંપતિને અનુસાર. ૧૩૮

નારી, તું પ્યારી ઘણી, અરધું જેવું અંગ;
મિલકત સઘળી માહરી આપું તને અભંગ, ૧૩૯

તોપણ નિત્યે તું કરે કારણ વિના કલેશ;
ચંદ્ર ન આવે ચપટીમાં, હઠ લે બાળ હમેશ. ૧૪૦

આપણ થકી અભાગિયાં દેખી તેનાં દુઃખ,
સંગ્રહિયે સંતોષ તો સદાય ઊપજે સુખ. ૧૪૧

પામ્યો નહિ જે પગરખાં, દુઃખ પોકારે સુખ;
પણ બીજાને પગ વિના દેખી વિસારે દુઃખ. ૧૪૨

તૃષ્ણા ઝાઝી તે જ જન હૈડે બળે હમેશ;
તૃષ્ણાથી ત્રિભુવન-ધણી લઈ ન શકે સુખલેશ. ૧૪૩

યુધિષ્ઠિર વિક્રમ નૃપ ગયો પંડે પાંડવ દેશ;
ઇંદ્રપ્રસ્થ અવલોકીને કરવા લાગ્યો ક્લેશ. ૧૪૪

---

૧. આ દોહરામાં એક એવો અક્ષર નથી કે જેનો ઉચ્ચાર કરતાં બે હોઠ અડકે. એને 'નિરોષ્ઠક' કહે છે.

પસ્તાવો બહુ પામીને બોલ્યો મેલી લાજ:
આ દોલતની આગળે રાંક તુલ્ય મુજ રાજ. ૧
દોષ કશો નહિ દેવનો, નહિ મુજ ભલાં નસીબ;
ધરાવી નામ ધરાપતિ ગતિમાં રહ્યાં ગરીબ. ૧
ગરીબી પોતાની ગણી અતિ અંતર ધરી આશ
સેવે વીર વૈતાળને દીનપણે થઈ દાસ. ૧

ચોપાઇ

તે માટે, રંભા, તજ રોષ; સુખ નહિ લેશ વિના સંતોષ;
સુખ પિયરનું તું સંભાર; શરીરે વસ્ત્ર ન મળતું સાર; ૧
કરતી મજૂરી જેવાં કામ, વળી ઘાંડયે ન મળે વિશ્રામ;
એથી તો સુખ અદકું આજ, કિંકર કરે હુકમથી કાજ. ૧
ભામિની સુણી થઈ ક્રોધ ભરેલ, જ્યમ જળ રેડયું તાતે તેલ:
મારાં દુર્બળ માને બાપ, એ મેંણું મુજને ક્યમ આપ? ૧
કૂવે પડું, જીવ દઉં તત્કાળ, વિખડાં વાટી પિઉં વિકરાળ.
ફૂટે શીશ, કરે પાખંડ, પાપણી બોલે વચન પ્રચંડ. ૧
વળતી શેઠ વિચારે વાત: જુવતી મૂર્ખ જનાવર જાત;
સમજાવ્યો સમજે નહિ ન્યાય, માર વિના મારગ નહિ થાય. ૧
ડર દેખા પશુ કરે વિચાર, પણ ન વિચારે નિર્લજ નાર;
શિક્ષા કરી વળી થાશે શોક, ક્રોધી મુજને કે'શે લોક. ૧
ધીરજ તે માટે મન ધરું; ચાર ઉપાય ચતુર થઈ કરું;
સામ દામ ને ભેદ ગણાય, પછીથી ચોથો દંડ ઉપાય. ૧

દોહરા

સમજણ દેવી-સામ તે, દેવી લાલચ દામ,
[illegible]

નારી, મારી વાત સુણ, સારી ધારી સ્નેહ :
મળવો કરી આ મુલકમાં દુર્લભ મનુષ્યદેહ. ૧૫૬

આયુષ તો વળી અલ્પ છે, ઘડી ઘડી ઘટતું થાય;
પછી તે પળ નહિ પામિયે, જે પળ વીતી જાય. ૧૫૭

માટે મોટું મન કરી સદાય રહિયે શાંત;
કોઈ વખત કરિયે નહિ ક્લેશ બુદ્ધિ કલ્પાંત. ૧૫૮

એ રીતે અતિશય કર્યો શેઠે સામ ઉપાય,
કાન ધરે નહિ કામિની, શી રીતે સમજાય ? ૧૫૯

મન માન્યાં આગળ મૂક્યાં ચરણાં ચોળી ચીર;
સામું ન જુવે સુંદરી, જ્યમ વીતરાગી વીર. ૧૬૦

તારુણી, છેક ન તાણ તું, તાણ્યે તુટી જાય;
સ્નેહ તૂટે તો સાંધતાં વચમાં ગાંઠ વળાય. ૧૬૧

તજશું જો તમને અમે, કરશો શું પછી કાજ ?
પસ્તાશો બહુ, પ્રેમદા; માટે માનો આજ. ૧૬૨

એમ કહી અવળે મુખે સૂતો રાખી રીશ,
અંક કર્યો જ્યમ એ ઘડી ત્રેસઠના છત્રીશ; ૧૬૩

તોપણ રહી નહિ તે વળી બકવા કરતી બાળ;
સુણતાં દિલમાં શેઠને ઝાઝી પ્રકટી ઝાળ : ૧૬૪

બહુ કહ્યું જે બોધ નહિ, ધરી શકતો નથી ધીર;
તોપણ મારે તારુણી તીક્ષ્ણ-વાક્ય-તીર. ૧૬૫

શેઠે ઊઠી સોટી લઈ માર્યો પૂરણ માર;
બાળા તોપણ બોલતી તે નહિ થાક લગાર. ૧૬૬

પછી ઘરની પાડોશના આવ્યા લોક અધિક;
સૌ ઠપકો દે શેઠને : કામ ન કીધું ઠીક. ૧૬૭

દિલ સંભારી દૈવને નર નાંખે નિઃશ્વાસ;
એડો આવી બારણે અંતર થઈ ઉદાસ, ૧૬૮
મૃત્યુ માગે મુખ થકી પરમેશ્વરની પાસ :
સંપ વિના સંપત્તિપતિ તજી જિવતરની આશ. ૧૬૯

ચોપાઈ

વળી ત્યાંહીં કૌતકની વાત, નજરે ત્યાં નીરખી સાક્ષાત;
પરદેશી નરને વળી નાર સૂતાં ઓટલે શેઠ-દુવાર. ૧૭૦
પિયુના પ્યારી ચાંપે પાય, હેતે વાત કરી હરખાય;
ઘરણી પ્રીત જણાવે ઘણી; ધન્ય જન્મ મન ધારે ધણી. ૧૭૧
સ્વામી કહે : સુંદરી, સુણ આપ, બહુ ધનવંતો છે તુજ બાપ;
ત્યાં જઈને સુખથી વસ તું'ય, દુખસુખથી દિન કાઢીશ હું'ય. ૧૭૨
શા માટે દુખમાં મુજ સંગ વસી વણસાડે તનનો રંગ ?
હું પામીશ સુખના દિન નવા, તો તુજને આવીશ તેડવા. ૧૭૩
નારી કહે : સુણિયે, હો નાથ, હું નહિ તજું તમારો સાથ.
ભોગવું સુખમાં આવી ભાગ, દુખમાં કરું તમારો ત્યાગ, ૧૭૪
પૂરી ઠરું પ્રભુની ચોર : ક્યાં તે છૂટું કર્મ કઠોર ?
વસું વિજોગ દિન એટલા, જીવવું જગમાં દિન કેટલા ? ૧૭૫
સગપણ સત્ય ઘણામાં ઘણું, તે તો ધણી-ધણિયાણી તણું;
પિયર તણી પાલખી દુખકાર, સસરાની શળી સુખકાર. ૧૭૬
એમ કરે છે વાતો ઘણી, જાણે એ જ ઉજાણના ધણી;
સુણી સુણી શેઠનું અંતર બળ્યું : સુખ આવું સ્વપ્ને નહિ મળ્યું; ૧૭૭
અતિ ધિક્ ધિક મારો અવતાર, સુખથી નહિ માંડ્યો સંસાર;
આ ધનમાં અંગારો પડો; હે પ્રભુ, સંપ મને સાંપડો. ૧૭૮
જે સુખમાં આ બે જણ વસે, એ સુખ વિક્રમને નહિ હશે;
જીવતર ધન્ય એનું જગમાંહિ, એથી સુખ નથી અધિકું કાંહિ. ૧૭૯

### દુ:ખી જીવતર વિશે

છપ્પો

રહે શરીરમાં રોગ, વ્યસન આવી કોઈ વળગ્યું;
થયો ન વિદ્યાભ્યાસ, કરજ છૂટે નહિ અળગું;
વસે કુટુંબ કુસંપ, કલેશ કામની નહિ છાંડે;
પાપી પુત્ર કુપાત્ર, પુત્રી બાળા પણ રાંડે;
અહર્નિશ વસવું ઉદ્યમ વિના, તૃષ્ણા અધિક અપાર છે,
આ જગમાં એવા પુરુષનું જિવતર તે દુખકાર છે. ૧૮૦

### સુખી જીવતર વિશે

રોગ રહિત તન રહે, અધિક વિદ્યા અભ્યાસી,
પાળે આજ્ઞા પુત્ર, સદા પરઆશ નિરાશી;
મધુરવાચ માનિની, કરજ શિર પર નહિ કોડી,
ચિત્ત સદા સંતોષ, પ્રીત સજ્જન સંગ જોડી;
વળી દિવસ દિવસ વધતો દીસે સંપ કુટુંબી વર્ગમાં,
પછી તે થકી હું નથી પ્રીછતો, સરસ કાંઈ સુખ સ્વર્ગમાં. ૧૮૧

દોહરો

સઘળાં સંકટ સાંખિયે કાઢી કર્મનો વાંક;
ભૂંડી જેની ભારજા એ દુખ આડો આંક. ૧૮૨

રાગ ચેરાકી

ભાઈઓ, જેની ભારજા ભૂંડી રે, તેને પીડ અંતર ઊંડી; ટેક.
લાજ તજીને લડાઈ કરે નિત્ય, ભાળવા લોક ભરાય;
સારા મનુષ્યના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભા. ૧૮૩
જેમ બિલાડી ઉંદરને જુએ એમ નાથ સામા કરી નેણ
પગ થકી પ્રકટે માથા લગી એવાં વાંકાં કાઢે વેણ. ભા. ૧૮૪

રાયે ઘડી પિયુ ચૌરે ટળે ત્યારે, સુખ બંનેને થાય;'
ત્રડિયે આવીને ઘેર બેસે ત્યારે શેર લોહી સુકાય. ભા. ૧૮૫
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી મોટી સભામાં મનાય;
માન તજી મૂરખીના મોઢાના તે જ ટૂંકારા ખાય. ભા. ૧૮૬
પિયુ થકી તો ઘણી જ પોતાની સમજણ જાણે સદાય;
દેવ થાકે તો મનુષ્યના સુખની શિખામણે શું થાય? ભા. ૧૮૭
પહોર ચડે દિન પોઢીને ઊઠે, સોંપે લડાઈનો ચાલ;'
જો લડનાર બીજું ન જડે તો પડનાળે પોતાનાં બાળ. ભા. ૧૮૮
સ્નેહ કરી કદી સ્વામીની સાથે બેસી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધૂંધવતી રહે, રોષભરી દિનરાત. ભા. ૧૮૯
જેને વીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડાંપણ કેરો કોઈ દુનિયામાં ગર્વ ન કરશો લગાર. ભા. ૧૯૦

દોહરા

પછી પરદેશી બોલિયો ભાવ સહિત : સુણ, ભ્રાત;
દોષ ઘણા નર દુષ્ટના, તે તું જાણ છ વાત. ૧૯૧
શેઠ કહે : સાંભળ, કહું દુષ્ટ પુરુષના દોષ :
તે મુજમાં તલ માત્ર નથી; રખે ધરે તું રોષ. ૧૯૨

રાગ વેરાડી

કહું નર દુષ્ટની કાંણી રે, સુણો સૌ સ્નેહ જ આણી, ટેક.
મોડું વેહેલું કામ સુધરે કે બગડે, માણસ માત્રની રીત;
પોતે કર્યું તે તો પાંસરુ સમજે, નારીને મારે નિત્ય. કહું નર. ૧૯૩
સાસુ નણંદ દેરાણી જેઠાણીના સાચા જૂઠા સુણી બોલ
વાંક વિના વનિતાને તજે તો તે નર ખરને તોલ. કહું નર. ૧૯૪
કાગડે ઘેર્યું ઘુડ ફરે તેમ ગોરી સદા ગભરાય;
ઘરનાં કરે સૌ દ્વેષ ઘણેરો, તેથી જુદો નવ થાય, કહું નર. ૧૯૫

માનવીનું અપમાન કરે નિત્ય, ગાય નઠારી ગાળ,
તુચ્છ ગણી તિરસ્કાર કરે તો તે નરનું મોં બાળ. કહું નર. ૧૯૬

સાસરિયાની સાથે લડી કાંટે રાંડ ઉપર તે રીશ;
સારા મનુષ્યની શિક્ષા ન માને, એને રૂઠયા જગદીશ. કહું નર. ૧૯૭

સમજુનો ટટો તુરત ટળે, કોઈ ઘરડું આવી ફડે ઘેર;
ઊંડું કહે કે આડું જુએ તેનો પાર આવે શી પેર? કહું નર. ૧૯૮

સ્વામી સાંભળનાં વાંક વિના આવી કામિનીને લડે કોય.
સમજાવીને સમાધાન કરે નહિ, હીજડા જેવો હોય. કહું નર. ૧૯૯

પોતે તો ખાય પિયે ઘણું સારું ને વસ્ત્ર ધરે શુભ રીત;
નારીને આપે નિત્ય નઠારું તો કહો કેમ પ્રકટે પ્રીત? કહું નર. ૨૦૦

પિયરિયાં પટકુળ ન પૂરે તો સ્વામી કરે સંતાપ;
સાચું કહું છું: એ કંથસ્વરૂપે પૂર્વ જનમનું પાપ. કહું નર. ૨૦૧

દોહરા

વળી પરદેશી નર વદે, જીવમાં રાખી જંપ;
બહુ મીઠું જે બોલિયે, શાથી વધુમે સંપ? ૨૦૨

વિનય થકી વશ થાય છે રાજા ને વળી રાંક;
કદી ન સૂઝે કોઈને પણ પોતાનો વાંક. ૨૦૩

એમ કહ્યું એ અવસરે, ત્યાં નર એક નઠોર
મિયાં નીસર્યો મારગે, ખરો જ ટંટાખોર. ૨૦૪

પરદેશી પ્રત્યે પછી ભણે શેઠ ધરી ભાવ:
વા'લપણા ને વિનયથી લે આને બોલાવ. ૨૦૫

પછી તેણે ત્યાં પૂછિયું, સ્નેહે કરી સલામ;
સાહિબ, ખુદનું નામ શું? ક્યા ઠેરે છે ઠામ? ૨૦૬

રુચિરાં છંદ

સુત તેનો સાથે દેખીને પૂછ્યું : પુત્ર તુમારા હે ?
બહુ જ રીસ કરી તે બોલ્યો : નહિ મેરા તો તેરા હે ?
પુત્ર તમારાને પરમેશ્વર અધિક અધિક આયુષ આલો.
મિયાં કહે : જો મરજી તુમારી, અબી ઇધર મારી ડાલો. ૨૦૭

સાલમપાક શિયાળે કરશો, થાશે પુષ્ટ સરસ ચેરા;
સૂકા સૂકા હમ લકડી હોગા; સાલે ક્યા લેતા તેરા ?
માણસ સાથે માણસ બોલે : દોસ્તી કરે ન રહે મૂંગા;
દોસ્તી તેરી જહાનમમેં ગઈ, અબ બોલે તો મારૂંગા. ૨૦૮

દોહરા

પરદેશી સમજ્યો પછી, કાજ કઠણ છે એહ :
જેનો જન્મસ્વભાવ જે, ટળવો દુષ્કર તેહ. ૨૦૯

પછી તે પોતે શેઠ પણ પ્રભુને કરી પ્રણામ
લક્ષ્મી સાટે સંપને જાચે આઠે જામ ૨૧૦

સાંભળ, નિર્ધનશાહ, તું અંતર ધરી ઉમંગ;
સંપ તજી સંપત્તિનો સ્વપ્ને ન કરીશ સંગ. ૨૧૧

પૂર્ણ તારું તપ પેખીને ત્રૂઠ્યા ત્રિલોચનરાજ;
તેં માગ્યું ધન તુચ્છ પણ, મને મોકલ્યો આજ. ૨૧૨

સુણીને નિર્ધનશાહ મન નિશ્ચય થયો નિ:શંક;
સમજ્યો મહિમા સંપનો, ગણી રમાને રંક. ૨૧૩

ભુજંગી છંદ

પછી સ્નેહથી સંપનો હાથ ઝાલ્યો,
લઈ સંપ સંગે ઉમંગેથી ચાલ્યો:
જઈ દૂરથી જોયું પાછું નિહાળી,
ધીમે ચાલતી આવતી લક્ષ્મી ભાળી. ૨૧૪

પૂછયું સંપને: એ જ કયાં ચાલી જાશે?'
કહે સંપ: તે આવશે તુજ પાસે;
જઈ હું વસું જ્યાં ભલું સ્થાન જોઈ,
કરે વાસ લક્ષ્મી, જુએ સર્વ કોઈ. ૨૧૫

પછી વેર તે મુજ, સાથે વધારે,
તજાવી મને સ્થાન પોતે પધારે.
કહું તુજને આજથી એ જ માટે,
કદી સંપ મેલીશ માં લક્ષ્મી સાટે. ૨૧૬

સદા બોલજે સ્નેહથી સારી વાણી,
વધે સંપ સંસારમાં જેથી જાણી;
ક્ષમા રાખવી, સાંખવી ભૂલ છોટી,
દયાથી વળી રાખવી દૃષ્ટિ મોટી. ૨૧૭

કદી ભ્રાત પુત્રો જુદા ભાગ માગે,
ભલે ભાગ લેનો, નહિ સંપ ભાગે;
વસે એકઠા ને જુદાં દિલ જાણો,
નહિ સાપનું રૂપ એવું વખાણો. ૨૧૮

દિલે એકતા દૂર દેશી રહે છે,
કવિ સંપનું રૂપ તેને કહે છે;
કહું મૂળ કુસંપનું, સુણ કાને,
જુદા વાદ તાણી જુદા ધર્મ માને. ૨૧૯

રહે દેશમાં એ થકી સંપ રડ્યો,
તમે તેજ માટે વૃથા વાદ જૂડો;
રુદેમાં રુચે તે તમે ધર્મ પાળો,
તજી દ્વેષ ટંટા બધા તુર્ત ટાળો.' ૨૨૦

થશે એકધર્મી, હરિ જે કરે તો,
ન. થાશે મનુષ્યો મથીને મરે તો;

વડો કોઈ કુટુંબીમાં મુખ્ય થાપો,
વળી નાતમાં મુખ્યતા એમ આપો. ૨૨૧

પછી તે તણી નિત્ય મર્યાદ પાળો,
નહિ દેખશો તો દહાડો દુખાળો;
સમાધાની તે રાખશે સર્વ વાતે,
સદાકાળ તો પામશો સુખ સાતે. ૨૨૨

દોહરા

એ શિખામણ ઉર ધરી સુણીને નિર્ધનશાહ
સંપ સહિત ઘર સંચર્યો, અલખત મળી અથાહ. ૨૨૩

સંપે સ્ત્રીના શરીરમાં પૂરણ કર્યો પ્રવેશ,
અમૃત-દૃષ્ટિ ઊપજી, વ્યાપ્યો સ્નેહ વિશેષ. ૨૨૪

સુખ બહુ પામ્યાં સંપથી; વિસ્તરી કીર્તિ વિશાળ;
પ્રસન્ન પરમેશ્વર થયા દુખહર દીનદયાળ. ૨૨૫

## પૂર્વાનુરાગ સ્મરણ

### મનહર છંદ

કાવ્ય અલંકાર તણા ગ્રંથનો અભ્યાસ કરી,
છંદ જોડી રાખ્યો'તો મેં કવિતાની જકમાં;
શોધતો હતો હું કોઈ શાણો સરદાર નર,
બોધતો હતો હું મહાનાથને મુલકમાં;
કોઈ દિલદાર ને ઉદાર દરબારમાં હું
રહેવાની રુચિ અતિ રાખતો હશકમાં;
દિલમાં વિચારતો હું હતો, દલપત કહે,
ફારબસ તણું તેડું આવ્યું તેવી તકમાં. ૯

ખાનપરે[1] દ્વારે જ્યારે નદીને કિનારે સારે
મેળો થયો મારે ચાંદા સરજના મેલમાં,
ઇસ્વીસો અઢારે અડતાળીસની સાલ ત્યારે
પ્યાર કીધો પ્યારે પરિપૂરણ પહેલમાં;
પાસે રહે પાંચ ગણો, દૂર રહે દસ ગણો,
થયો ઘણો ઘણો સ્નેહ સરસ સહેલમાં;
જેવો સ્નેહ કીધો તેવો અંત સુધી રાખી લીધો,
ફેરફાર ન કીધો મુખ કથન કહેલમાં. ૧૦

### સોરઠા

વચને પ્રીત વિવેક, એવા મિત્ર અનેક છે;
છાતીરંજન છેક એક જ જડે અનેકમાં. ૧૧

સર્વ વચન સચવાય, ત્યાંસુધી પ્રીતિ ટકે;
ચૂક પડયે ચૂંથાય, કાચી પ્રીતની રીત તે. ૧૨

---

1. અમદાવાદમાં ખાનપુરનો દરવાજો

મનહર છંદ

લાડનો લડાવનાર દોસ્ત દિલદાર ગયો,
કોણ હવે મને લાડ કોડથી લડાવશે?
સુખ-દુઃખવારનો પોકાર સુણનાર ગયો,
કોણ હવે સુખ કરી શોકને શમાવશે?
હિમતદાતાર હિમાયતુ હિતકારી ગયો,
કોણ હવે હૈયે મને હિંમત ધરાવશે?
કહે દલપતરામ: સાહેબ ફિન્લાક વિના
કોણ 'માઇ ડિયર' કહી મને બોલાવશે? ૧૩
વિચારી વિચારીને વીસરી દેયે વાત પણ,
વીસરતી નથી શું વિસારતાં વિસારિયે;
ધારી ધારી જોઇ ધારો[1] ધારિયે ધીરજ, પણ
ધારતાં ધરાતી નથી; ધીરજ શું ધારિયે?
ઠરવાનું ઠામ ગયું માટે કોઇ ઠામે મન
ઠરતું નથી; કિયે ઠેકાણે ઠરી ઠારિયે?
દોસ્તદાર ફારબસ વિના, દલપત કહે,
કાળજાનું કષ્ટ કેની આગળ ઉચ્ચારિયે? ૧૪

મિત્ર પ્રતિ પ્રીતિવાક્ય

સાહરાથી સ્વારીમાં સિધાવતા જ્યાં સાથે સાથે,
આવજો પછીથી એવું ભાવે મુખ ભાખતો;
આગળ સિધાવી આપ કરીને મુકામ સારે,
મારે કાજે સરસ મુકામ શોધી રાખતો;
પરલોક-પંથે પણ પ્રથમથી પોતે ગયો,
એ પણ ગયો હશે શું એવું અભિલાખતો?
દલપતરામ: શોધીને સારો મુકામ,
રાખજે સંભારીને; રખે વિસારી નાંખતો. ૧૫

## ૨૨. ફાર્બસ-વિરહ

### મિત્રની દિલગીરી

મનહર છંદ

ચાણા સુણા ફારબસે સ્વર્ગમાં કર્યો નિવાસ[1],
તેનો શોક તજી શા થકી સંતોષ વાળવો ?
કવિતા-જહાજનો તે ભાગી પડ્યો કૂવાથંભ;
ખરેખરો ખેદ તે તો કેમ કરી ટાળવો ?
પંડિતોના પારેખની પ્રૌઢ પેઢી ભાગી પડી,
હવે કહો, વ્યવહાર શી રીતે સંભાળવો ?
દાખે દલપતરામ : પામરનો પાળનાર
મુંબઇમાં હતો તે લૂંટાઈ ગયો માળવો.

કિરિટ (હરિવિજય) છંદ

તે મુજ મિત્ર ગયો, તદનંતર અંતર દુઃખ નિરંતર આવે;
જાતું રહ્યું સુખ તો શતજોજન, ભોજનભાવ ભલે નવ ભાવે.
તેની છબી જ તરે નજરે, કદી એક કલાક ન છેક છુપાવે;
કષ્ટકથા, દલપત્ત કહે : કહું કોણ કને, દુઃખ કોણ કપાવે ? ૨
તર્ક વિતર્ક કવિત્વ તણો, કવિના દિલ માંહિ શિથિલ દેખાણો;
દેશ તણી દરશાઈ દશા બૂરી, જ્યાંતહીં લક્ષ્મીવિનાશ[2] જણાણો;
બુદ્ધિ હરી બુદ્ધિમાન જનોની, ભલા જનનો પણ જીવ ભમાણો.
દેખી એવું દલપત્ત કહે : નર ફાર્બસ સ્વર્ગ ગયો મન જાણ્યો. ૩

દોહરો

નિર્ધન લોકો નિરખિયે, સદન સદન બહુ શોક;
સાહેબ ફાર્બસ સાથ ગઈ લક્ષ્મી પણ પરલોક. ૪

---

૧. તા. ૩૧ મી ઑગસ્ટ સને ૧૮૬૫ પૂનામાં દેહ મૂક્યો.

૨. શેરસટ્ટાથી

મનહર છંદ

સંધ્યા સમે વસુધા[1] ને વ્યોમ તણા[2] સાંધા વિશે
અવલોકયો રાતો આભ ચડીને અગાસિયે;
જાણે કે કિન્લાક સૂબો જગત તજી જવાથી
ભૂમિયે ભગવો ભેખ ઓઢ્યો છે ઉદાસિયે;
સૂર્ય શશી સામસામા પશ્ચિમ પૂરવ પાસે,
તેની ઉપમા તો તેવા તર્કથી તપાસિયે;
જોગણી બની જરૂર, જાણે દલપતરામ,
કાંધે ધરી કાવડ ધરણી ધાઇ કાશિયે. ૫

વા'લાના વિજોગવાળી વેદનાની વિગત તો
જે જને જાણેલી હોય તે જ જન જાણશે;
પ્રસવની પીડા અપ્રસૂતા તો પિછાણે નહિ,
પ્રસવની પીડા તો પ્રસૂતા જ પિછાણશે;
ઘાયેલના ઘટ તણી ઘાયેલ ઘણીક જાણે,
અવર તો એ વિશે અંદેશો ઉર આણશે;
દાદુરનું દુઃખ દેખી, દાખે દલપતરામ,
હાડિયો તો હસી ખેલી ખેલ તે વખાણશે. ૬

ઇંદ્રવિજય છંદ

ગામ ગરાસ ધરાધન ધામની ખોટનું દુઃખ ખરું પણ ખોટું;
સંતતિહીન કુટુંબ કુસંપનું, છાતી તણું દુખ તે પણ છોટું;
કોઇ રિપુ તણું કોણ ગણે, કદી ચોગણું આવી ચડી દુખ ચોટ્યું?
મેં મનમાં અનુમાન કર્યું; દુખ મિત્રવિજોગનું સર્વથી મોટું. ૭

દોહરો

પૂછો ચાસી ચકોરને, પૂછો જળચર કાય,
કંતો પૂછો કમળને, સ્નેહી મરે શું થાય. ૮

---

1. પૃથ્વી    2. આકાશ

એક વર્ષ અંતરે છે આપણો જનમ પણ,
હું તને પિછાણતો નહિ કશી પિછાણથી;
નામ મારું સાંભળી મુકામ મોકલી મનુષ્ય,
વા'લા, તેં મને તેડાવી લીધો વઢવાણથી;
દેખાડી અપાર પ્યાર પંદરથી કે પગાર
પાસે રાખી પોતે મને પ્યારો ગણ્યો પ્રાણથી;
કહે દલપત : સર્વ લાયકથી લાયક તું,
લાયકી તારી લખી શકાય ન લખાણથી. ૧૬

### ઇંદ્રવિજય છંદ

જન્મ જુદી જમીમાં ધરીને પણ તું મુજ જન્મભૂ તરફ તણાયો;
એક થયું મળીને મન આપણું, જીવ મળી વળી એક જણાયો;
પંડ જુદો પડવો ન ગમ્યો, પ્રિય, અંતસમે ગુણ એ જ ગણાયો;
દેહ રહે એક દેશ વિશે ગણી તું મુજ દેશ વિશે દફણાયો. ૧૭

તેં મુજને તન ને મન મેળવી લાડ અધિકથી ખૂબ લડાવ્યો;
હેત ધરી મુજ હાથ ગ્રહી નિજ ચારક ઉપર ચાહી ચડાવ્યો;
ફેરવિયો પુરમાં પુર બા'ર, નેજા ઘર જીવશું જીવ જડાવ્યો?
આગળથી સુખ આપી અપૂરવ, રે પ્રિય, પાછળ કેમ રડાવ્યો? ૧૮

સાકરથી તન શાંતિ થતી નથી, શાંતિ કરી ન શકે જ નિશાકર;[૧]
પા કર ઝાલી પીની રસ પ્રીતમ, કહે ત્રિલોકી કૃપાળુ કૃપા કર;
ના કરતો કદી તું મુજને દુખ, રે કરુણા-રસના રતનાકર;
ધા કરવો ન ઘટે ઘટભીતર; ઓ પ્રિય ફાર્બસ, નેહ નિધા કર. ૧૯

---

૧. સને ૧૮૨૦ના જાન્યુઆરીની તા. ૨૪મી એ ક. દ. ડા. નો ને લંડનમાં સને ૧૮૨૧ ના જુલાઈ માસની તારીખ ૭મી એ ફાર્બસ સાહેબનો જન્મ થયો હતો.

મનહર છંદ

ઊતરે નહિ ઉતારી તારી માયા મોહકારી,
કારીગરી તેની ન્યારી નારી અને નરથી;
વીસરે નહિ વિસારી, સારી સંભવે સંસારી,
ભારી છળભેદ ધારી, ધારિયે શું ધરથી?
પ્રથમ પમાડી પ્રીત, પ્રીતમ પ્રિયા સહિત,
હિત મટ્યું વિપરીત રીતની અસરથી;
વા'લીડા ફિન્લાક વીર, વિરહે કીધો અધીર;
શીરજનું છાંટ નીર નીરખી નજરથી. ૨૦

ઘનાક્ષરી છંદ

પાઈ પાઈ પ્રેમપાન પ્રથમ તેં પુષ્ટ કર્યો,
પછી પીડા પમાડી વિજોગ પાન પાઈ પાઈ;
ધામ ધાઈ ભેટવાને આવતો હું તારે ધામ,
ધીમે રહી સામો ઊઠી આવતો તું ધાઈ ધાઈ;
ગાઈ ગાઈ ગીત તને રીઝવતો રૂડી રીતે,
ગુજારું છું દિવસ હું હવે દુઃખ ગાઈ ગાઈ;
'ભાઈ ભાઈ' કહીને બોલાવતો તું ભાવ ધરી,
ભલો મિત્રતાનો ભાવ ભજાવ્યો તેં, ભાઈ ભાઈ. ૨૧

મનહર છંદ

જે જે જગ્યા તારી જોડે જોતાં જીવ રાજી થતો,
તે તે જગ્યા આજ અતિશે ઉદાસી આપે છે;
કાગળો, ફિન્લાક, તારા દેખી દુઃખ દૂર થતું,
એ જ કાગળો આ કાળે કાળજાને કાપે છે:
જે જે તારાં વચનોથી સર્વથા વ્યથા જતી તે,
વચનો વિચારતાં વ્યથા વિશેષ વ્યાપે છે;
દૈવની ઊલટી ગતિ દીઠી, દલપત કહે,
જેથી સુખ શાંતિ થતી તે સહુ સંતાપે છે. ૨૨

જો તું જળ સ્વચ્છ રૂપે તો હું બનું મત્સ્ય-રૂપે,
જો તું ચંદ્ર હોય તો ચકોર થવા ચાહું છું;
જો તું હોય દીવારૂપે તો ધરૂં પતંગ-અંગ,
તું વસંત-રૂપ, હું કોકિલ ગુણ ગાઉં છું;
જો તું હોય હીરા-રૂપે તો હું બનું હેમ-રૂપે,
તું-સૂરજ વિના હું કમળ કરમાઉં છું;
કેવે રૂપે થયો ને ક્યાં ગયો તેની ગમ નથી,
એથી, ઓ કિન્લોક મિત્ર, મનમાં મૂંઝાઉં છું. ૨૩

દોહરો

અજર [1]જગતમાં જઈ રહ્યો, સુખમય જ્યાં સંસ્થાન;
જોતાં સજર જગત થકી ગૂમ થયો ગુણવાન. ૨૪

નાગપાશ પ્રબંધ[2]

હરિગીત છંદ

ગૂમ થૈ ગયો વિદ્વાન, કીધી પછી પરમ અહીં નામના;
રે પ્રાત ભલ જશ ભાગ ભરી, કરી કીમતવાચક કામના,
દુષ્કામ દુસ્તર તરી તરત, ગત વાસમાં વિશ્રામના;
કિન્લાક કહી જુદું અજર જગ, રે દોસ્ત દલપતરામના. ૨૫

ઇંદ્રવિજય છંદ

કોણ હવે કરશે પ્રતિપાલન, સંકટના પડતાં શિર શાકા?
કોણ દિવાળી-દિને દિલ પ્યારથી મોકલશે ફૂલખંડી ફડાકા?

---

૧. બુઢાઇ આવે નહિ એવી દુનિયાં.

૨. આ હરિગીત, નાગના ગૂંચળામાં અક્ષરો ગોઠવી શકાય, અને જ્યાં આંટી પડે ત્યાં આવતી પંક્તિમાં એ પ્રત્યેક અક્ષર બે પંક્તિમાં સામાન્ય થઇ રહે એવી રીતે યોજ્યો છે. સામાન્ય અક્ષર કાળા કરી બતાવ્યા છે.

મિષ્ટ મિઠાઈ, નવાઈની ચીજ, અને વળી ઉત્તમ અંચળતાકા,
મિત્ર, હવે મુજ આળકડાં, કહશે જઈ કોણને સાહેબકાકા? ૨૬

મનહર છંદ

અતડા રહી અમલ કરે અન્ય અંગરેજો,
તુચ્છ ગણી તેઓ તણી તજી રીત તે જ તેં;
ભાઈ તુલ્ય સર્વશું સગાઈ તેં સવાઈ સાહી,
અરે ભાઈ, અતિશે નવાઈ કરી એ જ તેં;
ગુજરાતી ગુણીઓના ગુણની ગણના કીધી,
ભલા ગુણ ભાળી વાળી આપિયો અવેજ તેં;
કહે દલપતરામ: નવે જુગે રાખ્યું નામ,
એલેક્ઝાંડર કિન્લાક અંગરેજ, તેં. ૨૭

અરવિંદમુખી છંદ

બનવો જ અશક્ય બનાવ બને, વરતાય નહિ [1]વિધિ કૃત્યની વાત;
[2]દિન માંહિ દિવાકર દૂર વસે, જળ માંહિ, જુઓ, જનમ્યું [3]જળજાત;
કદી કાગળ પત્ર પિછાન નહિ, ઊપજી કશી રીતથી પ્રીત અઘાત;
પ્રિય, ક્યાં તુજને મુજ મિત્રપણું થયું? ક્યાં ઇંગ્લાણ્ડ ને ક્યાં ગુજરાત? ૨૮

મનહર છંદ

મુલક મુલકમાંથી ક્યાં જતો મેળાપ થાય,
ક્યાં રાણીનો [4]કિરીટ ને કોહીનૂર ક્યાંહિનો?
દેખો, હાથીદાંત કોણ જાણે કિયા જંગલનો?
ચળકતો ચૂડો બન્યો બાઇયોની બાંહિનો.
અંતર અપાર પણ પ્યાર પરિપૂર્ણ થયો,
[5]કુમુદિની ક્યાંની ને [6]મયંક [7]નભમાંહિનો?
દાખે દલપતરામ: દેખી લેજો દૈવગતિ,
ક્યાં કિન્લાક અંગરેજ, ક્યાંહિ વિપ્ર આંહિનો? ૨૯

૧. દૈવ. ૨. આકાશ. ૩. કમળ. ૪. મુગટ ૫. પોયણી. ૬. ચંદ્ર. ૭ આકાશ.

એક વર્ષ અંતરે છે આપણો જનમ પણ,
હું તને પિછાણુતો, નહિ કશી પિછાણુથી;
નામ મારું સાંભળી મુકામ મોકલી મનુષ્ય,
વા'લા, તેં મને તેડાવી લીધો વલ્લાણુથી;
દેખાડી અપાર પ્યાર પંડથી દે પગાર
પાસે રાખી પોતે મને પ્યારો ગણ્યો પ્રાણુથી;
કહે દલપત : સર્વ લાયકથી લાયક તું,
લાયકી તારી લખી શકાય ન લખાણુથી. ૧૬

ઈંદ્રવિજય છંદ

જન્મ જુદી જમીમાં ધરીને પણુ તું મુજ જન્મભૂ તરફ તણાયો;
એક થયું મળીને મન આપણું, જીવ મળી વળી એક જણાયો;
પંડ જુદો પડવો ન ગમ્યો, પ્રિય, અંતસમે ગુણુ એ જ ગણાયો;
દેહ રહે એક દેશ વિશે ગણી તું મુજ દેશ વિશે દફણાયો. ૧૭

તેં મુજને તન ને મન મેળવી લાડ અધિકથી ખૂબ લડાવ્યો;
હેત ધરી મુજ હાથ ગ્રહી નિજ ચારઠ ઉપર ચાહી ચડાવ્યો;
ફેરવિયો પુરમાં પુર બા'ર, નેજા હર જીવશું જીવ જડાવ્યો?
આગળથી સુખ આપી અપૂરવ, રે પ્રિય, પાછળ કેમ રડાવ્યો? ૧૮

સાકરથી તન શાંતિ થતી નથી, શાંતિ કરી ન શકે જ નિશાકર;[2]
પા કર ઝાલી પીતી રસ પ્રીતમ, કષ્ટ વિલોકી કૃપાળુ-કૃપા કર;
ના કરતો કદી તું મુજને દુખ, રે કરુણા-રસના રતનાકર;
આ કરવો ન ઘટે ઘટભીતર; ઓ પ્રિય ફાર્બસ, નેહ નિધા કર. ૧૯

---

૧. સને ૧૮૨૦ના જાન્યુઆરીની તા. ૨૪મી એ ક. દ. ડા. નો ને લંડનમાં સને ૧૮૨૧ ના જુલાઈ માસની તારીખ ૭મી એ ફાર્બસ સાહેબનો જન્મ થયો હતો.

૨. ચંદ્ર

મનહર છંદ

ઊતરે નહિ ઉતારી તારી માયા મોહકારી,
કારીગરી તેની ન્યારી નારી અને નરથી;
વીસરે નહિ વિસારી, સારી સંભવે સંસારી,
ભારી છળભેદ ધારી, ધારિયે શું ધરથી!
પ્રથમ પમાડી પ્રીત, પ્રીતમ પ્રિયા સહિત,
હિત મટ્યું વિપરીત રીતની અસરથી;
વા'લીડા ફિન્લાક વીર, વિરહે કીધો અધીર;
ધીરજનું છાંટ નીર નીરખ્યા નજરથી. ૨૦

ઘનાક્ષરી છંદ

પાઈ પાઈ પ્રેમપાન પ્રથમ તેં પુષ્ટ કર્યો,
પછી પીડા પમાડી વિજોગ પાન પાઈ પાઈ;
ધામ ધાઈ ભેટવાને આવતો હું તારે ધામ,
ધીમે રહી સામો ઊઠી આવતો તું ધાઈ ધાઈ;
ગાઈ ગાઈ ગીત તને રીઝવતો રૂડી રીતે,
ગુજારું છું દિવસ હું હવે દુઃખ ગાઈ ગાઈ;
'ભાઈ ભાઈ' કહીને બોલાવતો તું ભાવ ધરી,
ભલો મિત્રતાનો ભાવ ભજાવ્યો તેં, ભાઈ ભાઈ. ૨૧

મનહર છંદ

જે જે જગ્યા તારી જોડે જોતાં જીવ રાજી થતો,
તે તે જગ્યા આજ અતિશે ઉદાસી આપે છે;
કાગળો, ફિન્લાક, તારા દેખી દુઃખ દૂર થતું,
એ જ કાગળો આ કાળે કાળજાને કાપે છે:
જે જે તારાં વચનોથી સર્વથા વ્યથા જતી તે,
વચનો વિચારતાં વ્યથા વિશેષ વ્યાપે છે;
દેવની ઊલટી ગતિ દીઠી, દલપત કહે,
જેથી સુખ શાંતિ થતી તે સહુ સંતાપે છે.

જો તું જળ સ્વચ્છ રૂપે તો હું બનું મત્સ્ય-રૂપે,
જો તું ચંદ્ર હોય તો ચકોર થવા ચાહું છું;
જો તું હોય દીવારૂપે તો ધરું પતંગ-અંગ,
તું વસંત-રૂપ, હું કોકિલ ગુણ ગાઉં છું;
જો તું હોય હીરા-રૂપે તો હું બનું હેમ-રૂપે,
તું-સૂરજ વિના હું કમળ કરમાઉં છું;
કેવે રૂપે થયો ને ક્યાં ગયો તેની ગમ નથી,
એથી, ઓ કિન્લાક મિત્ર, મનમાં મૂંઝાઉં છું. ૨૩

દોહરો

અજર [1]જગતમાં જઈ રહ્યો, સુખમય જ્યાં સંસ્થાન;
જોતાં સજર જગત થકી ગૂમ થયો ગુણવાન. ૨૪

નાગપાશ પ્રબંધ[2]

હરિગીત છંદ

ગૂમ થૈ ગયો વિદ્વાન, કીધી પણી પરમ અહીં નામના;
રે ભ્રાત ભલ જશ ભાગ ભરી, કરી કીમતવાયક કામના,
દુષ્કામ દુસ્તર તરી તરત, ગત વારામાં વિશ્રામના;
કિન્લાક કહી જુદું અજર જગ, રે દોસ્ત દલપતરામના. ૨૫

ઉદ્રવિજય છંદ

કોણ હવે કરશે પ્રતિપાલન, સંકટના પડતાં શિર ચાકા?
કોણ દિવાળી-દિને દિલ પ્યારથી મોકલશે ફૂલખંડી ફડાકા?

---

૧. બુઢ્ઢાઇ આવે નહિ એવી દુનિયાં.

૨. આ હરિગીત, નાગના ગૂંચળામાં અક્ષરો ગોઠવી શકાય, અને જ્યાં આંટી પડે ત્યાં ઓળંગતી પંક્તિમાં એ પ્રત્યેક અક્ષર બે પંક્તિમાં સામાન્ય થઇ રહે એવી રીતે યોજ્યો છે. સામાન્ય અક્ષર કાળા કરી છાપ્યાં છે.

—સંપાદક

મિષ્ટ મિઠાઈ, નવાઈની ચીજ, અને વળી ઉત્તમ અંચળતાકા,
મિત્ર, હવે મુજ બાળકર્યા, કહશે જઈ કોણને સાહેબકાકા? ૨૬

મનહર છંદ

અતકા રહી અમલ કરે અન્ય અંગરેજો,
તુચ્છ ગણી તેઓ તણી તજી રીત તે જ તેં;
ભાઈ તુલ્ય સર્વશું સગાઈ તેં સવાઈ સાહી,
અરે ભાઈ, અતિશે નવાઈ કરી એ જ તેં;
ગુજરાતી ગુણીઓના ગુણની ગણના કીધી,
ભલા ગુણ ભાળી વાળી આપિયો અવેજ તેં;
કહે દલપતરામ: નવે જુગે રાખ્યું નામ,
ઓ અલેક્જાંડર કિન્લાક અંગરેજ, તેં. ૨૭

અરવિંદસુખી છંદ

અંનવો જ અશક્ય બનાવ બને, વરતાય નહિ [1]વિધિ કુસતી વાત;
[2]દિવ માંહિ દિવાકર દૂર વસે, જળ માંહિ, જુઓ, જનમ્યું [3]જળજાત;
કદી કાગળ પત્ર પિછાન નહિ, ઊપજી કશી રીતથી પ્રીત અઘાત;
પ્રિય, ક્યાં તુજને મુજ મિત્રપણું થયું? ક્યાં ઈંગ્લાણ્ડ ને ક્યાં ગુજરાત? ૨૮

મનહર છંદ

મુલક મુલકમાંથી ક્યાં જતો મેળાપ થાય,
ક્યાં રાણીનો [4]કિરીટ ને કોહીનૂર ક્યાંહિનો?
દેખો, હાથીદાંત કોણ જાણે કિયા જંગલનો?
ચળકતો ચૂડો બન્યો બાઈઓની બાંહિનો.
અંતર અપાર પણ પ્યાર પરિપૂર્ણ થયો,
[5]કુમુદિની ક્યાંની ને [6]મયંક [7]નભમાંહિનો?
દાખે દલપતરામ: દેખી લેજો દૈવગતિ,
ક્યાં કિન્લાક અંગરેજ, ક્યાંહિ વિપ્ર આંહિનો? ૨૯

---

૧. દૈવ. ૨. આકાશ. ૩. કમળ. ૪. મુગટ ૫. પોયણી. ૬. ચંદ્ર. ૭ આકાશ.

સોરઠા

તલના તરુને જેહ સ્નેહ[1] તણો સંબંધ નહિ,
તલમાં ક્યાંથી તેહ, એ અકળિત ઈશ્વરકળા. ૩૦

મિત્રગુણ-સ્મરણ

મનહર છંદ

કીરતિ, કિન્લાક, તારી સાંભરશે સદાકાળ,
વિધવિધ વાતો તારી વિશ્વ વિશે વ્યાપશે;
કામ ક્રોધ લોભને કબજ્જામાં કીધા હતા તેં,
કૃપાનાથ તેથી તારા કર્મબંધ કાપશે;
ઈશ્વર-આરાધન જે સ્વરગનું સાધન, તે
અતિ કીધું છે, તેથી અચળ સુખ આપશે;
આશિષ અમારી છેલી એ છે, દલપત કહે,
સૃષ્ટિપતિ સદા તને સમીપમાં થાપશે. ૩૧

ઇંદ્રવિજય છંદ

પાક રિવાજ નિવાજ પડ્યો તુજ ફોર્બસ ફંદ કરે છે ફકીરા;
બુદ્ધિથી શુદ્ધ સ્વધર્મ ધર્યો, પર ધર્મ તણા ન કર્યો ચડી ચીરા.
ધીરજનો ધરનાર ધરાતળ તુજ, અને નર અન્ય અધીરા;
તે જ મળી ભણીને ભરી ટેબલ, ઓ આનરેબલ ફાર્બસ વીરા. ૩૨
કેંક કલેકટર જજ્જ ગયા ને-નવા વળી આવી જૂના વિસરાવે;
શી ગણતી રેસિડંટ તણી, મત કેંક ગવર્નર કોણ ગણાવે;
લંડનમાં નવ લાખ ભર્યો, અહીં આવી જહાંગીરી જોર જણાવે;
દેશહિતેચ્છુ, કહે દલપત, સુઓ ફરી ફાર્બસ તો નહિ આવે. ૩૩

મનહર છંદ

મળ્યાં હશે બીજાઓને મોટાં મોટાં માનપત્ર,
ચીંથરાં થઈ જશે તે ચૂંથાઈ ચૂંથાઈ ને;
બનાવી બનાવી બેસાર્યાં હશે બાવલાં તે
પાવલાંની કીમતે કદી જશે વેચાઈ ને;

૧. તેલ

મસીદો, મીનારા, કે કરાવેલા કીરતિ-થંભ,
ઘણે દા'ડે તે તો જશે સમૂળા ઘસાઈ ને;
કવિતાથી ઠામ ઠામ, કહે દલપતરામ,
ફાર્બસ તણા જશ રહેશે ફેલાઈ ને. ૩૪

સિદ્ધાચળે સિદ્ધના દે'રામાં સારા શ્રાવકોનાં
[1]પૂતળાં છે, પણ એને યાદ કોણ આણે છે!
પાટણમાં પાટણના પાટવીનું[2] પૂતળું છે,
પાટણના પુરુષ તે કોઈક પિછાણે છે;
મોટાં મોટાં માન મેળવીને કૈંક મરી ગયા,
જુઓ, આજ જગતમાં જન કોણ જાણે છે;
વિક્રમ ને ભોજના ચરિત્રનાં વિચિત્ર કાવ્ય
વિશ્વ વિશે વ્યાપવાથી વિશ્વ સૌ વખાણે છે. ૩૫

ઉદ્ધવિજય છંદ

પાર વિના ઉપકાર કર્યો સરકાર તણો અધિકાર ધરીને;
વાત જૂની ઠકરાત તણી દિન રાત લખી ગુજરાત ફરીને;
માન મળ્યું પણ માનવીનું અપમાન કર્યું ન ગુમાન કરીને;
ઈંગ્લિશ કે રૂશ આર્ય વિશે પણ ફાર્બસ તુલ્ય થશે ન ફરીને. ૩૬

જ્ઞાનનિધાની, નહિ અભિમાની, દીવાની અદાલતનો[3] શુભ દીવો;
ધામપ્રકાર કર્યો અભિલાખ, પ્રજાજન પાસ પ્રીતિરસ પીવો;
પ્યાર તથા કરતાર તણો, સંધિકાર સદા સુવિચારથી શીખ્યો;
દેહ ધરી, દલપત કહે, પિસતાળીસ વર્ષ પૂરાં નહિ જીવ્યો. ૩૭

---

૧. દેરાં બણાવનારનાં
૨. વનરાજ ચાવડાનું
૩. મુંબઈની હાઈ કોર્ટનો જજ

### મનહર છંદ

વિશેષ જો વરસ્યો હોત દેશમાં વરસ દસ;
સુધારત વધારત ગુણ ગુજરાતનો;
અંગરેજી રાજમાં પ્રજાનો પૂરો પ્યાર થાત,
હૃદયમાં રહેત ન વાંધો કશી વાતનો:
સો ગણી સહસ ગણી શોભા સારી પામી લેત,
શોભા પામે જેવી સારી સૂરજ પ્રભાતનો;
જગતમાં જેનો ખપ, ત્યાં અસંત તેનો ખપ,
તેવો આવ્યો હુકમ ત્રિશોક તણા તાતનો.

કલમ તો રાખતો, ને કલમષ[1] કશું નહિ,
સાહેબ હતો તે નિત્ય સાહેબને ભજતો;
સરકાર–સેવા સમે શરકાર[2] સમવૃત્તિ,
ત્રિજોરી તપાસતો, ને ત્રીજો રિપુ[3] તજતો;
અદન પહેરતો, ને બદ નજરનો નહિ.
પાટ લૂણ હક કરી પાટલૂન સજતો;
કહે દલપતરામ, કિન્લાક તો કરુણાનું
પાતર હતો, ને જોવા પાતરને ન જતો.

ટેક ધરીને વિવેક રાખતો વશેક લોક,
ચારમાં, ઉચ્ચારમાં, આચારમાં, વિચારમાં;
ખચીત ન ધર્યું ચિત્ત અનુચિત કામના
પ્રકારમાં, વિકારમાં, ધિક્કારમાં, નકારમાં;

---

૧. પાપ

૨. તીરઘડો, કે જેની આગળ થઇને રાજાની ફોજ ગઇ; પણ તેને ખબર પડી નહિ, એવો તેને પોતાના કામમાં ઝીણ હતો.

૩. લોભ

માનવીને દેતો માન, ખાન પાન દાન મોંઘ-
વારમાં, તેંવારમાં, સુવારમાં[1] સવારમાં;
આપતો ભલું કિન્લાક રાખતો તપાસ, તે આ-
હારમાં, વિહારમાં, સંહારમાં,[2] પ્રહારમાં. ૪૦

માત તાત તુલ્ય મહા સંકટ મટાડનાર,
ભ્રાત તુલ્ય ભારે ભયભીત કાળે ભાગિયો;
શિક્ષક સમાન દાન દાયક શિખામણનું,
મહીપાળ એવો જ પ્રજાએ મળી માગિયો;
માન મળ્યું મોટું, પણ નહિ અભિમાન ઉર,
જાણે મહા જોગીરાજ જગતમાં જાગિયો;
કહે દલપતરામ: કવિતાના કોડવાળો
ક્યાં ગયો કિન્લાક સુબો સાહેબ સુહાગિયો? ૪૧

ઇંદ્રવિજય છંદ

કોઈ તનૂ તજવાથી થશે દુખી, આશ્રિત સ્વારથ સાધનઆશી;
કોઈ તનૂ તજવાથી થશે વિરહાતુર વાસ સમીપ નિવાસી;
કોઈ તનૂ તજવાથી થશે નિજ નાત-તણાં નરનારી નિરાશી;
કીરતિકોટ કિન્લાક જવા થકી આખી થઈ ગુજરાત ઉદાસી. ૪૨

મનહર છંદ

સાંભળ્યું જે સાહેબ કિન્લાકે કર્યો સ્વર્ગવાસ;
બહુ નર નારીઓ નિસાસા લાગ્યાં નાંખવા;
મુંબઈમાં મોટા મોટા સાહેબો ને શેઠિયાઓ
સભા ભરી ભરી લાગ્યા દિલગીરી દાખવા;

૧. સારા વારમાં એટલે રવિવારમાં
૨. ફાંસી દેવાના કામમાં ખૂબ ઝીણી નજરથી તપાસ કરતો.

સુરત, અમદાવાદ, ઈડર આદિક અને
ભાવનગરનો ભૂપ ભાવે લાગ્યો ભાખવા;
આમ દલપતરામ, રામ રામ કહે લોક,
રામ ઉધરાવી કરો કામ નામ રાખવા. ૪૩

સોરઠો

આવી ગયા અનેક ઉમદા જન ઈંગ્લાંડથી,
આ અવસરમાં એક ફતેહ પામ્યો ફારબસ. ૪૪

સહોક્તિ

મનહર છંદ.

એક તો સાહેબ લોક તણો હિંદુ સાથે સ્નેહ,
બીજું રૈયતને લાખો લાંડ જે લડાવિયાં,
ત્રીજું દેશી રાજાઓનો માનમરતબો તથા
ચોથું વાહવાહ રાજ્ય વેણુ ઉચરાવિયાં,
પાંચમું પ્રજાને ગમતા જ કાયદા કર્યોનું,
છઠ્ઠું કવિયોનાં માન ચડતાં કરાવિયાં;
દાખે દલપતરામ : સ્વર્ગના નિવાસી થતા
ફારબસ સાથે વાતાં એટલાં સિધાવિયાં. ૪૫

તેના વિના કેવું લાગે છે

આદિત્યનો અસ્ત થતાં થાય છે અંધારું ધબ,
ફારબસ વિના એવી દુનિયાં દેખાય છે;
બંગલા બજાર બાગ જંગલની ઝાડી જેવાં,
ધીરજ ધરાય નહિ એવાં ખાવા ધાય છે;
સોબતી સિધાવ્યાથી સિધાવ્યાનો સમય હવે
સમીપમાં આવ્યો એવું શુદ્ધ સમજાય છે;
દેહ [1]ગેહ થકી સ્નેહ છૂટયો, દલપત કહે,
આશાના અંકુર ઉર થકી દૂર થાય છે, ૪૬

૧. ઘર

### કવિતાને ઉત્તેજન વિશે

કવિતાનો કોઈ ભૂપ ભાવ પૂછનાર નથી,
બીજે ધંધે ધાયા કવિ ધારી એવાં કારણો,
એવામાં કવિનો મેળો[1] કિન્લોક સાહેબે કીધો,
સાંભળી કવિતા આપ્યાં ઈનામ સંભારણાં;
દિલનો ઉદાર દીઠો, દેવાંશી દાતાર દીઠો,
દાખે દલપત, દીઠો દરિદ્ર–વિદારણો:
અભણ પસતાવા લાગ્યા, ભણેલા ફુલાવા લાગ્યા,
પુત્રોને પઢાવા લાગ્યા ભટ ભાટ ચારણો. ૪૭

બાળક જુવાન વૃદ્ધ નર અને નારીઓમાં
કવિતાનો શોખ વધ્યો આ સમે અથાક છે;
ગોરા[2] લોકે ગુજરાતી કવિતાના ગુણ ગણ્યા,
કવિતાને જાણી જે કોવિદતાનું નાક છે;
આમ ગામ ઠામ ઠામ કવિતા કવિતા દીસે,
વસંત વેળામાં જેવો પુષ્પ તણો પાક છે;
આ સમો થવાનું આમ, કહે દલપતરામ,
કારણ કહું તો સાચું સાહેબ કિન્લોક છે. ૪૮

#### ઇંદ્રવિજય છંદ

જો જરમાલનું જોખમ થાય, પમાય ઉપાય પૂરો કરીને;
આબરૂમાન મહાન–મળે, ધન દાન દીધે ધીરતા ધરીને;
જ્ઞાની મળે, ધનીદાન મળે, અભિમાની મળે ભંભકો ભરીને;
રત્ન હરેક અનેક મળે, પણ ફાર્બસ ક્યાં મળશે ફરીને ? ૪૯

---

૧. ઇડરમાં ભર્યો હતો.
૨. પછી તેમના મિત્ર ટી. સી. હોપસાહેબને ગુજરાતી કવિતાનો શોખ થયો.

દોહરો

ગુણગ્રાહક ફાર્બસ ગયો, લડયા યુરોપ નૃપાળ;
કવિ–કંપની–કપાસની કીમત ઘટી આ કાળ. ૫૦

દુમિલા છંદ

ગુણગ્રાહક વિક્રમ ભોજ ગયાં, કવિતા તણી કીમત જે કરતાં;
[1]પ્રથિરાજ અને[2] ઈંદ્રજિત ગયો, [3]રખીદાસ ગયો રસનો ધરતા;
સરદાર ગયા શુભ ફાર્બસ સાહબ જે સઘળા ગુણ સંઘરતા;
શુભનામી જવા થકી ખામી પડી, કરવા શું નકામી કવીશ્વરતા! ૫૧
કવિતારસનો વકરો કરતાં બહુ માલ પુરાત ખકાત રહ્યો;
ઊપન્યો ઉરક્ષોભ અથોભ હવે, અતિ લોભ કીધા થકી લાગ ગયો;
મનમાન્યું હવે મળશે નહિ મૂલ, જશે જળ પાડ જરૂર વહ્યો.
કહિયે શું અનાહક, જે ચિતચાહક, ગ્રાહક ફાર્બસ ગૂમ થયો ૫૨

મનહર છંદ

શાણો સરદાર ગયો, હેતુ હિતકર ગયો,
નોધારા–આધાર ગયો, યાર અનુભવીનો;
દયાળુ ઉદાર ગયો, ગુણી ગુણકાર ગયો,
બુદ્ધિનો બજાર ગયો, પાર નીતિ–નાવીનો;
સુખ સજનાર ગયો, દેવાંશી દાતાર ગયો,
સૃષ્ટિનો શૃંગાર ગયો, સાર રૂડા રવિનો;
દિલ દોસ્તદાર ગયો; કાવ્યનો કોઠાર ગયો,
કિન્લાક ફોરકાર ગયો, કાર[4] ગયો કવિનો. ૫૩

1. ચંદ કવિનો
2. કેશવ કવિનો
3. શામળભટ કવિનો પાળનાર. રીહૂંજનો કણબી પાટીદાર ગરાસિયો
4. કેસ

ઇંદ્રવિજય છંદ

તે સુણતો કવિતા મુજ તેથી દિલે કવિતા કવતાં સુખ દેતી,
આદર અન્ય કરે ન કરે પણ લાયક કીમત ત્યાં થકી લેતી;
મોંઘી હતી મણિ માણકથી, રખડાતી થઈ રસતા તણી રેતી,
શી કવિતા, દલપત્ત કહે, કહું ફાર્બસ જાણ વિનાની ફજેતી. ૫૪

રે પ્રિય ફાર્બસ, જો ફરીથી મળ, સારી કરી કવિતા સંભળાવું;
સ્નેહ વધારું શૃંગાર રસે હદ, હાસ્યરસે ખૂબખૂબ હસાવું;
વીરરસે વળી વલ્લભવીર, શરીરે વિશે અતિ શુર ચડાવું;
કદરદાર ઉદાર વિના, દલપત્ત કહે, ગુણ ક્યાં દરશાવું. ૫૫

મનહર છંદ

સમસ્યાની પૂરતીને સારી રીતે સમજીને
વાહવાહ કહીને કિયો વખાણનાર છે?
અને રસ અલંકાર પેખીને રૂડા પ્રકાર,
અંતરમાં ઉમળકો કોણ આણનાર છે?
ઉત્તમ અધમ કાવ્ય તત્ત્વથી તપાસ કરી
મોજ આપીને રમૂજ કોણ માણનાર છે?
કહે દલપતરામ: સાહેબ કિન્લોક વિના
કાવ્યની કીમત હવે કોણ જાણનાર છે? ૫૬

સમુદ્ર પ્રતિ ઉક્તિ

ઇંદ્રવિજય છંદ

રે રતનાગર, સાગર, સાંભળ, રત્ન કિયું સઘળાં થકી સારું?
કૌસ્તુભ કામદુધા હરિરાજથી રત્ન રૂડું ધન્વંતરિ ધારું;
એક થકી ગુણ એક વશેક, વિવેક થકી કહી વાત વિચારું;
ફાર્બસ સાહબ તો સરવોપરિ રત્ન હતું, રતનાગર, તારું. ૫૭

### મેઘરાજા પ્રતિ ઉક્તિ

મનહર છંદ

અરે મેઘરાય, આઠ માસની મુસાફરીએ
વેગળો ગયો, તું પણ વેગે વળી આવજે;
સોબતમાં સારો શોધી લીધો મારા સોબતીને,
સોબતમાં સાથે પાછો લક્ષ રાખી લાવજે;
જગતના મિત્ર ને પવિત્ર છો જરૂર બંને,
રોજ રોજ રીત એવી રૂડી જ રખાવજે;
આવીને આ ઠામ વળી, કહે દલપતરામ,
અંતર આરામ મને અતિ ઉપજાવજે. ૫૮

### સાબરમતી પ્રતિ ઉક્તિ

સુણ, સતી સાબ્રમતી, ધીમી કેમ ધારી ગતિ?
[1]વિરતિની મતિ કેમ રાખી, મારી [2]વીરી, તેં!
કેમ થયું [3]કૃષ અંગ? ક્યાં ગયા તારા તરંગ!
સંગ હતા દાદુર તે દૂર કર્યાં શી રીતે?
બંને બાજૂ ઓઢેલાં લીલાં રુચિર ચીર હતાં,
ચિત્તમાં શી ચિંતા ચડી, ચીર નાંખ્યાં ચીરી તે?
ઉદાસી દીસે છે આમ, દાખે દલપતરામ,
કારગ્રસ ગયો તેથી લીધી શું ફકીરી તેં? ૫૯

### દુઃખ પ્રતિ ઉક્તિ

ઇંદ્રવિજય છંદ

રે દુખ-રૂપી ભૂંડા ભમરા, તું, રખે કદી ભોળપણે ભમી ભૂલે;
પેખી પડ્યો દિલ-પંકજમાં;[*] ચતુરાઈ ચતુર પડી તુજ ચૂલે;

૧. વૈરાગ્યની ૨. બહેન
. પાતળું

નીસરવાની ન રાખીશ આશ, ખરેખરું બંધન ખોલ્યું ન ખૂલે;
તે દિલપંકજ તો દલપતનું ફાર્બસ [1]મિત્ર વિના નહિ ફૂલે. ૬૦

### કૂકડા પ્રતિ ઉક્તિ

#### મનહર છંદ

કાગળના બીડા પર [2]કૂકડાની છાપ દેખી,
દૂર હોય દોસ્ત તોય ધારતો હું ઢૂંકડા;
ત્યારે મને તારા જેવા પ્યારા કે ન સારા લાગ્યા,
ચિત્રના ચકોર, મોર, [3]સારિકા, કે [4]શુકડા;
મિત્રના લખેલા તે હું મોતી જેવા માની લેતો,
એમાં કદી કીધા હોય અક્ષર અધૂકડા;
કહે દલપત : મિત્ર-પત્ર વિના પાસે આવી,
કાયા ન દેખાડતો; હું કહું તને, કૂકડા. ૬૧

### મિત્રના પૂર્વપત્ર વિશે

મિત્ર તણો પત્ર જ્યારે તત્ર થકી અત્ર આવી
પ્રાપ્ત થતો મને પ્રેમ પૂરણ ઘણાકનો;
વાંચી વાંચી વાળું, વળી વાંચવાની વૃત્તિ થાય,
અતિશય એવી અર્થરચના અથાકનો;
દોરતી ચિત્ર દેખરેખ, તેમાં નહિ મીન મેખ,
લાયક છે લેખ જાણું પ્રેમના [5]વિપાકનો;
લઈ સંકેલાય નહિ તથા તજ્યો જાય નહિ
અક્ષિકાની આગળથી કાગળ કિન્લાકનો. ૬૨

---

૧. સૂર્ય, અથવા દોસ્ત
૨ તેના સિક્કામાં કૂકડો હતો.
૩. મેના ૪. પોપટ
૫. પરિણામનો

### હવે પત્રની નિરાશા વિશે

#### પીંપળા પ્રતિ ઉક્તિ

દોહરા

પામીશ પત્રો, પીંપળા, નહિ તું થઈશ નિરાશ;
મિત્ર જતાં મારે થયો પ્રૌઢ પાનખર માસ. ૬૩

#### કમળ પ્રતિ ઉક્તિ

અરે કમળ, કરમાય કાં? મળશે કાલે મિત્ર;
મિત્ર-મળણુ આશા મટી, દુખ મુજ દેખી વિચિત્ર. ૬૪

ઇંદ્રવિજય છંદ

ચાતક, તું શીદ આ તકમાં અમથો પિયુ પિયુ પુકાર કરે રે?
ફોગટ તું ફરિયાદ કરે, પણ એ અરજી ઉર કોણ ધરે રે?
સાંભળનાર ગયો સટકી, પટકી પટકી શિર શીદ મરે રે?
દુઃખ સહો, દલપત્ત કહે, ગણી આપણું એવું અદૃષ્ટ અરે રે. ૬૫

### દિલગીરીની દિવાળી વિશે

મનહર છંદ

દીવા દીવા નહિ, મારે ભય તણા ભડકા છે,
રાક્ષસી આ રાત કાળા કાળ જેવી કાળી છે;
દારૂખાનું દેખી દેખી થાય છે દહન દિલ,
જાણું છું જે સગડિયો શોકની પ્રજાળી છે;
હર્ષ થયો ભંગ, રાગ રંગનો ઉમંગ ગયો,
સ્વાદહીન સુખડિયો સેવ, ને સુંવાળી છે;
દોસ્તદાર ફારબસ વિના, દલપત કહે,
દિલગીરીવાળી આ દિવાળી ભૂંડી ભાળી છે. ૬૬

### છ માસ વીત્યા વિશે

ઇંદ્રવિજય છંદ

ઊડતી આંખ અચાનકમાં, નિજ થાનકમાં પણ થિર ન થાતી,
ફાર્બસ મિત્ર જતાં નથી ફાટતી, છેક કઠોર ઠરી મુજ છાતી. ૬૭

### વિજોગનું ચોમાસું

મનહર છંદ

ગાજે છે ગગન ઘટા, છાજે છે વીજળી-છટા,
આજે છે ઓલી, એ તો બિરાજે છે સુરીતમાં;
જાય છે પ્રવાહ, ને ભરાય છે નદી તળાવ,
થાય છે સૌ ખુશી, ગુણ ગાય છે સુગીતમાં;
ભાગે છે ભાગીને મન, માગે છે મેળાપી મિત્ર,
જાગે છે વિરહ, હૈયે લાગે છે અહિતમાં;
ધરે રે [1]જળદધાર; કરે રે [2]કૂકી પોકાર,
અરેરે ફિન્લાક વિના ચરેરે છે ચિત્તમાં. ૬૮
ધરર ધરર ઘણો ઘન તણો ઘોષ સુણી
ચરર ચરર ચિત્ત દાઝે દિલગીરમાં;
ફરર ફરર ફરે પવન અવની પર,
સરર સરર વાગે શિરમાં શરીરમાં;
ખરર ખરર જળ જમીનમાં ખરી પડે,
ઝરર ઝરર ઝરે નેવ નીર નીરમાં;
થરર થરર [3]સ્થૂળ સ્થિતિ તજી થથરે છે,
અરર અરર વૃત્તિ છે ફિન્લાક વીરમાં. ૬૯

### વર્ષ વીત્યા વિશે

ઇંદ્રવિજય છંદ

આવી ગઈ વરષાઋતુ તો, વરસાદ વિશેષ વળી વરસાવ્યો;
શ્રાવણના દિન સર્વ ગયા, પછી ભાદરવો ભલી ભાત ભજાવ્યો;
વર્ષ પુરું, દલપત, વીત્યું, દસરા દિન દૈવગતે દરસાવ્યો;
આવી દિવાળી વળી ફરીથી, ફરીથી પ્રિય ફાર્બસ તો નહિ આવ્યો. ૭૦

1. વર્ષાદ 2. મોર 3. શરીર

દ્વિજાથી—દોહરો

ફાગણ આગળ ગત અને આયો ચૈતર અંત;
શર બળેવમાં સાંભરે, પોસ અંત પર્યંત. ૭૧

સોરઠા

દિન ગણતાં ગત માસ, માસ ગણંત વરસે ગયું;
નિશ્ચય થઈ નિરાશ કઠોર બનિયું કાળજું. ૭૨
કેંક કહે, મહારાજ મૂઆં મનુષ્ય જગાડશે;
એ દિન ક્યાંથી આજ, મળિયે ફાર્બસ મિત્રને ? ૭૩

બીજે વર્ષે દુકાળની ધાસ્તી વિશે

ઇંદ્રવિજય છંદ

દુષ્ટ દુકાળ, [1]કરાળ કૃતિ તજ, ક્રોધ હવે ન કરીશ કદાપિ,
ફાર્બસ ઢાલ ધિંગી ગત થૈ મુજ, તર્ક [2]તુરંગ પડયો તનુ કાંપી;
હિંમત ગૈ હથિયાર પડયાં, પછી તું શીદ માંડ છ તાકત ચાપી ?
ચાહી ચલાવ ચડયા પર ચોટ, પડયા પર પાટુ ન મારીશ, પાપી. ૭૪

મિત્ર પ્રતિ ઉક્તિ

સોરઠા

વા'લા, તારાં વેણ, સ્વપનામાં પણ સાંભરે;
નેહ ભરેલાં નેણ ફરી ન દીઠાં, ફારબસ. ૭૫
આજ કાલની વાત, જોડ વરસ જાતાં રહ્યાં;
ભેળા થઈને, ભ્રાત, ફરી ન બેઠા, ફારબસ. ૭૬
પામ્યો ગતિ પવિત્ર, જઈને બેઠો જોખમાં;
મિત્ર તણી તેં, મિત્ર, ફિકર ન રાખી, ફારબસ. ૭૭
દિલ ન થશો દિલગીર, ચે'લેરા મળશું વળી,
વદીને એવું વીર, ફરીને મળ્યો ન, ફારબસ. ૭૮
ઉચર્યો કદી ન એક જૂઠો દિલાસો ઉભગી;
છેલ્લી વારે છેક ફોગટ બોલ્યો, ફારબસ. ૭૯

---

1. વિકરાળ 2. ઘોડો

દીઠા નહિ દીદાર, સંદેશો નહિ સાંભળ્યો;
કાગળ પણ કો વાર ફરી ન લખિયો, ફારબસ. ૮૦
હેતે ઝાલ્યો હાથ છેક કદી નહિ છોડતો;
મળ્યે સ્વરગનો સાથ ફંટાયો તું, ફારબસ. ૮૧
માનવ જાતિ માત્ર ભલે વસે સહુ ભૂમિમાં;
પણ પ્રીતિનું પાત્ર ફૂટી ગયું, રે ફારબસ. ૮૨
લાખ લડાવ્યાં લાડ, સુખ તે તો સ્વપ્ને ગયું;
ઝાઝાં દુખનાં ઝાડ ફળવા લાગ્યાં, ફારબસ. ૮૩
અંતરની ગત એક ઈશ્વર જાણે આપણો;
છેટું પડયાથી છેક ફરું ઉદાસી, ફારબસ. ૮૪
તારા બોલ તણા જ ભણકારા વાગે ભલા;
ઊપજે ઘાટ ઘણા જં; ફરી ક્યાં દેખું, ફારબસ ! ૮૫
નેણે વરસે નીર, સ્નેહી જ્યારે સાંભરે;
વે'લો આવી, વીર, ફરીને ગળજે, ફારબસ, ૮૬

### મન વાળવા વિશે

મનહર છંદ

અરે જીવ, બન્યું જગજીવને બનાવ્યું જેમ,
તેનો પરિતાપ કીધે પાપ ફળ ફળશે;
ઓધાથી હમેશ કલેશ વેદના વિશેષ થશે,
કાંતો તારું કાળજું ટકાનમાંથી ટળશે;
તે માટે તું તજ શોક, ભજ તું ત્રિલોકનાથ,
ફારબસ મિત્ર ફરી ગોલ્ક મધ્યે મળશે;
ગયાં :એટલાં વરસ વયનાં ગુમાવ્યાં નથી,
જો તું-કાળ વેગ, કાળ જલદી નીકળશે. ૮૭

દોહરા

પ્રીત કરી સુખ પામવા, ઊપજ્યો ખેદ ખચીત;
પ્રીત ન કરશો કોઈશું; પ્રીત-રીત વિપરીત. ૮૮

દ્વિજાર્થી—દોહરો

ફાગણ આમળ ગત અને આયો ચૈતર અંત;
શરૂ બળેવમાં સાંભરે, પોસ અંત પર્યંત. ૭૧*

સોરઠા

દિન ગણતાં ગત માસ, માસ ગણુત વરસે ગયું;
નિશ્ચમ થઈ નિરાશ કઠોર બનિયું કાળજું. ૭૨
કેંક કહે, મહારાજ મૂઆં મનુષ્ય જગાડશી;
એ દિન ક્યાંથી આજ, મળિયે ફાર્બસ મિત્રને ? ૭૩

બીજે વર્ષે દુકાળની ધાસ્તી વિશે

ઉદ્રવિજય છંદ

દુષ્ટ દુકાળ, [1]કરાળ કૃતિ તજ, ક્રોધ હવે ન કરીશ કદાપિ,
ફાર્બસ ઢાલ ધિંગી ગત થૈ મુજ, તર્ક [2]તુરંગ પડ્યો તનુ કાંપી;
હિંમત ગૈ હથિયાર પડ્યાં, પછી તું શીદ માંડ છ તાકત થાપી ?
ચાહી ચલાવ ચડ્યા પર ચોટ, પડ્યા પર પાટુ ન મારીશ, પાપી. ૭૪

મિત્ર પ્રતિ ઉક્તિ

સોરઠા

વા'લા, તારાં વેણ, સ્વપનામાં પણ સાંભરે;
નેહ ભરેલાં નેણ ફરી ન દીઠાં, ફારબસ. ૭૫
આજ કાલની વાત, જોડ વરસ જાતાં રહ્યાં;
ભેળા થઈને, ભ્રાત, ફરી ન બેઠા, ફારબસ. ૭૬
પામ્યો ગતિ પવિત્ર, જઈને બેઠો જોખમાં;
મિત્ર તણી તેં, મિત્ર, ફિકર ન રાખી, ફારબસ. ૭૭
દિલ ન થશો દિલગીર, વે'લેરા મળશું વળી,
વદીને એવું વીર, ફરીને મળ્યો ન, ફારબસ. ૭૮
ઊચર્યો કદી ન એક જૂઠો દિલાસો જીભથી;
છેલ્લી વારે છેક ફોગટ બોલ્યો, ફારબસ. ૭૯

1. વિકરાળ 2. ઘોડો

દીઠા નહિ દીદાર, સંદેશો નહિ સાંભળ્યો;  ૮૦
કાગળ પણ કો વાર ફરી ન લખિયો, ફારબસ.
હેતે ઝાલ્યો હાથ છેક કદી નહિ છોડતો;  ૮૧
મળ્યે સ્વરગનો સાથ ફંટાયો તું, ફારબસ.
માનવ જાતિ માત્ર બસે વસે સહુ ભૂમિમાં;  ૮૨
પણ પ્રીતિનું પાત્ર ફૂટી ગયું, રે ફારબસ.
લાખ લડાવ્યાં લાડ, સુખ તે તો સ્વપ્ને ગયું;  ૮૩
ઝાઝાં દુખનાં ઝાડ ફળવા લાગ્યાં, ફારબસ.
અંતરની ગત એક ઈશ્વર જાણે આપણી;  ૮૪
છેટું પડયાથી છેક ફરું ઉદાસી, ફારબસ.
તારા બોલ તણા જ ભણકારા વાગે ભલા;  ૮૫
ઊપજે ઘાટ ઘણા જ; ફરી ક્યાં દેખું, ફારબસ !
નેણે વરસે નીર, સ્નેહી જ્યારે સાંભરે;  ૮૬
વે'લો આવી, વીર, ફરીને મળજે, ફારબસ,

મન વાળવા વિશે

મનહર છંદ

અરે જીવ, બન્યું જગજીવને બનાવ્યું જેમ,
તેનો પરિતાપ કીધે પાપ ફળ ફળશે;
કીધાથી હમેશ કલેશ વેદના વિશેષ થશે,
કાંતો તારું કાળજું ટકાવમાંથી ટળશે;
તે માટે તું તજ શોક, ભજ તું ત્રિલોકનાથ,
ફારબસ મિત્ર ફરી મોક્ષ મધ્યે મળશે;
ગયાં એટલાં વરસ વયનાં ગુમાવ્યાં નથી,
જો તું-કાળ વેગ, કાળ જલદી નીકળશે.  ૮૭

દોહરા

પ્રીત કરી સુખ પામવા, ઊપજ્યો ખેદ ખચીત;
પ્રીત ન કરશો કોઈશું; પ્રીત-રીત વિપરીત.  ૮૮

વિનાશવાળી વસ્તુ જે; તે સાથે શો સ્નેહ ?
સદા ગયા પછી સાંભરે, દિન દિન દાઝે દેહ. ૮૯

સોરઠા

મહા રોગની રીત પ્રીત વિશે પ્રત્યક્ષ છે;
કોઈ ન કરશો પ્રીત, પ્રીત કરે દુખ પ્રાણુને. ૯૦
જન સઘળા જોનાર 'જો એ એ' કહે;
કરે સતી પોકાર, શબ્દ કોણુ તે સાંભળે? ૯૧

## તે સ્ત્રી પુરુષના ગુણુ વિશે

મનહર છંદ

એક રંગ, એક રૂપ, ધર્મ કર્મ મર્મ એક;
ચાતુરતા એક, ચિત્ત એક જ વિચારનાં;
એક ભક્તિ, એક ભાવ, એક જ સ્વભાવ શુદ્ધ,
નિરંતર એકજ લક્ષણુ નર નારનાં;
પતિ નામ મિસ્તર ને પત્ની મિસિસ નામ,
હારમસ જોડ એટલા જ ફેરફારનાં;
બહાર બે રૂપ પણુ અંદર જણાય એક,
ગુણે "[1]સ્ટિરિયોસકોપ" પ્રતિમા પ્રકારનાં. ૯૨

*   *   *   *   *

## સમાચાર વિશે

વાંચનારને વિશેષ વિચાર પમાડનારી,
દીસે છે દેખાડનારી દોસ્તીના દેખાવની;
નીતિ લાભ નોંધનારા બીજાઓને બોધનારા
સાચાશીના શોધનારા સાહેબોના દાવની;
વરણુવી એમાં વાત ખરેખરી થતા ખ્યાત
સ્નેહવંત શાણા સરદારના સ્વભાવની;

1. એક પેટીમાં બે છબીઓ હોય, પણ જોતાં એક દેખાય છે તે.

રાખવા આ ઠામ નામ, દાખે દલપતરામ,
બાંધી બૂક "ફારબસ-વિરહ"-બનાવની. ૯૪

રાગ પરજિયો

ફરી હવે ફારબસ જોવો રે, અમલદાર ક્યાં મળે એવો રે. ટેક.
ઈસ્વી અઢારસેં એકવીસ વર્ષે, જનમ્યો વિલાયત દેશ,
ઉત્તમ અંગ્રેજી અભ્યાસ કરીને, વિદ્વાન બનિયો વિશેષ. ફરી૦ ૯૫
એલેક્ઝાંડર કિન્લાક એવું નિર્મળ જેનું નામ;
સરદારી કુળમાં સરસ ગણાયો તાલીમ પામ્યો તમામ. ફરી૦ ૯૬
ત્રેવીશ વર્ષની ઉંમરે તે તો આવ્યો મુંબઈ મોઝાર;
જડજ કલેક્ટર પોલિટિકાલનો, પામ્યો ઉત્તમ અધિકાર. ફરી૦ ૯૭
ગુજરાતમાં ઘણાં વર્ષ ગુજાર્યાં, કીધાં સારાં સારાં કામ;
સેંકડો લોક સંભારતા રહેશે, નહિ કદી ભૂલે નામ ફરી૦ ૯૮
સુરત ને અમદાવાદ થાપી, પુસ્તકશાળા વિશાળ;
ગુજરાતમાંહીં સોસાયટી થાપી, સાદરામાંહીં નિશાળ. ફરી૦ ૯૯
આંધળાં લૂલાંને આપતો એ તો, દિન દિન પ્રત્યે દાન;
કવિ પંડિત જનનું પણ કરતો, સારી રીતે સનમાન; ફરી૦ ૧૦૦
શૂરા પૂરાનું શૂરાપણું દેખી, દેતો સારો સિરપાવ;
કારીગરી કરી લાવે કારીગર, બાળવા રાખતો ભાવ. ફરી૦ ૧૦૧
એવા એવા ગુણવંતોને એ થકી, અંતર વધતી ઉમેદ,
તેઓ તણો ગુણજાણ જવા થકી, ખૂબ પામ્યા સૌ ખેદ. ફરી૦ ૧૦૨
વિદ્યાવંત ને પૂરો વિવેકી, સરળ કળાનો સુજાણ;
સદર અદાલતનો થઈ સૂબો, પામ્યો વિશેષ વખાણ. ફરી૦ ૧૦૩
મુંબઈમાંહીં સોસાયટી મોટી, એણે કરી ઉત્પન્ન,
ગુણવંતી ગુજરાતી ભાષાનું માન વધારવા મન. ફરી૦ ૧૦૪
ગરીબ તવંગર સરખા જ ગણતો સૌ સાથે કરતો સ્નેહ;
ગોરા કાળા પણ સરખા જ ગણતા, અભિમાન ધરતો ન એહ. ફરી૦ ૧૦૫

દેશી રાજાઓના ઉપર દિલથી, રાખનો દષ્ટિ રહેમ;
હક સાચવનાર ને હિતકારી, કહિયે વીસરશે કેમ ? ફરી૦ ૧૦૬
જીવનપ્રાણ જેવો તે જવાથી, નર થયા કંઈક નિરાશ;
મેળાપીને ફરીથી મળવાની, અંતર રહી ગઈ આશ. ફરી૦ ૧૦૭
દુર્ગુણ તો જેમાં જરીયે ન દીઠો, સદ્ગુણનું જ સુપાત્ર;
ઈશ્વરે એના અંતઃકરણમાં, મેલેલા સદ્ગુણ માય. ફરી૦ ૧૦૮
સ્નેહનો સાગર શીળો સ્વભાવે, મુખમાં ભરેલી મીઠાશ;
પર-ઉપકારી કામમાં પોતે કાંઈ ન રાખી કચાશ. ફરી૦ ૧૦૯
ડાંપણદાર ને દિલનો દયાળુ, અદલ એનો ઇન્સાફ;
આ દેશનું શુભ એ ઇચ્છનારો, ઉમદો અને અશરાફ. ફરી૦ ૧૧૦
આળસ તો એના અંગમાં નોતી, કરતો અધિક ઉદ્યોગ;
મનન ઘણું કર્યું, તેથી મગજમાં, રાગથી ઊપજ્યો રોગ. ફરી૦ ૧૧૧
પંદર દિવસની પીડા પામીને, દીધો તેણે તજી દેહ;
નામ એનું નથી નાશ થવાનું, અજર અમર છે એહ. ફરી૦ ૧૧૨
સાલ પાંસઠે ઓગસ્ટની આખર પૂનામાં પામ્યો મરણ;
દોસ્ત ઘણા દિલગીર થયા, ઝરે આંખે આંસુનાં ઝરણ. ફરી૦ ૧૧૩
કાવ્ય સુણી કરશે કવિયોનો, કોણ હવે સત્કાર ?
ચારણ ભાટના ચોપડા જોઈ શોધી લેશે કોણ સાર ! ફરી૦ ૧૧૪
મુલક મુલકમાં મુસાફરી કરતાં, કીધો હશે જ્યાં મુકામ,
સારો સારો કહી સંભારતાં હશે, ત્યાંનાં મનુષ્ય તમામ. ફરી૦ ૧૧૫
ઓ પ્રભુ, આપ તો એના જ આપજે શાન્તિ ફેરા સરદાર;
એ જ અમારી અરજ અંતરમાં, ધારજો, જગદાધાર. ફરી૦ ૧૧૬
તુજને ગમ્યું તે ખરું, પ્રભુ, તેમાં, નથી અમારો ઉપાય;
અતિ-હિતકારી જવાથી અમારું, અંતર અતિ અકળાય. ફરી૦ ૧૧૭
બહુ ઉપયોગીને બોલાવી લીધો, પ્રભુએ પોતાને ધામ;
શેષ એના ઇતિહાસનો લખવા, રાખિયો દલપતરામ. ફરી૦ ૧૧૮